# हरिश्चंद्र नाटक

तथा

# तारामती स्वयंवर.



तामिल भाषामांथी अंग्रेजीमां थयेला उतारा

ઉપરથી

ગુજરાતી ભાષામાં

રચી પ્રસિદ્ધ કરનાર

## રણછોડભાઈ ઉદયરામ.



**આવૃત્તિ બીજી.**

પ્રતિ ૩૦૦૦ મી.



**મુંબઈ,**

નિર્ણયસાગર મુદ્રાયંત્ર.

સંવત્ ૧૯૪૨. સન ૧૮૮૬.

મૂલ્ય બાર આના.

સર્વે હક્ક કર્ત્તાએ સ્વાધીન રાખ્યા છે.

( मनहर. )

देसाइजी हरिदास, विहारीदासना सुत
रावसाहेबने नामे जाणीता थयेलछो,
रुडा गुणवान् तमे परममित्र छो मारा
प्रीति रीति केरा नेक टेकमां पो'चेलछो;
स्नेह अन्योअन्यकेरो अतिघाडो जामवाथी
भरचक प्रेम केरा भावना भरेलछो,
माटे आ पुस्तक करी अर्पण जणावुं आज
आप एवा रणछोडहृदय ठरेलछो.

# પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવના.

બીજા કેટલાએક આર્ય નાટકોની વસ્તુ મુખ્યત્વે કરીને પુરાણ ઉપરથી લેવામાં આવેલીછે તે પ્રમાણે આ નાટકની વસ્તુનો આધાર પણ પુરાણજ છે. રામચંદ્રજીનું રાજ્ય ગયું, વનવાસ કરવો પડ્યો, તેમાં વળી પોતાની પ્રાણપ્રિયા—સીતાનું હરણ થયું, એવા દુ:ખમાં તે ડૂબેલા છતાં લોક અપવાદ મૂકવા લાગ્યા કે જેનાથી એક સ્ત્રીનું રક્ષણ થઈ શક્યું નહિ તેનાથી પૃથ્વીનું રક્ષણ તે કેમ થઇ શકે? આવી દુ:ખદ સ્થિતિમાં પોતાના અષ્ટ પ્રધાનો સહિત અગસ્ત્ય ઋષિના આશ્રમમાં જઈ પોહોંચ્યા હતા તે પ્રસંગે તેમની મુખમુદ્રા શોકાગ્નિથી ગ્લાની પામી ગયેલી જોઈને તેમને તેમાંથી મુક્ત કરવા માટે પરમ ધાર્મિક હરિશ્ચંદ્રનું દૃષ્ટાન્ત કહી સંભળાવામાં આવ્યું. આ વિના હરિશ્ચંદ્રના આખ્યાનનો પ્રસંગ માર્કંડેય પુરાણમાં છે તે એવો કે–એક સમયે જૈમિનિને ભારતસંબંધી પાંચ શંકાઓ ઉત્પન્ન થવાથી તેના નિવારણને અર્થે તેઓ માર્કંડેય ઋષિની પાસે ગયા, પણ તે વેળાએ તેઓ નિત્યકર્મમાં રોકાયા હતા માટે તેમણે જૈમિનિને કહ્યું કે વિન્ધ્ય પર્વતની ગુફામાં દ્રોણના બે પુત્ર, પક્ષીનો અવતાર પામેલા વસેછે તેમને પૂછવાથી તેઓ તમારા મનનું સમાધાન કરશે. ઋષિની સૂચના પ્રમાણે જૈમિનિ વિન્ધ્ય પર્વતઉપર ગયા અને પક્ષિયોને પાંચ પ્રશ્નો પૂછ્યાં તેમાંનું ચોથું એવું હતું કે,—પાંડવના પાંચ પુત્રો જે ગૃહસ્થાશ્રમમાં પડ્યા વિનાના હતા તેઓને અશ્વત્થામાએ શામાટે મારી નાખ્યા? તેના ઉત્તરમાં પક્ષિયો કેહેછે:—

એક સમયે વીર્યવાન્ એવા વિશ્વામિત્ર અતુલ તપ કરવાનું વ્રત ધારણ કરીને બેઠા અને પૂર્વે શિવઆદિ સરખાને પણ સાધ્ય થયેલી નહિ એવી વિદ્યાઓ, ક્ષમા, મૌન, અને ચિત્તનિગ્રહવડે સાધી લેવા લાગ્યા, તેથી વિદ્યાઓ ભયથી પીડિત થઈને "અમારૂં રક્ષણ કરો, અમારૂં રક્ષણ કરો!" એમ આક્રંદ કરવા લાગી, તેવામાં રૌદ્ર વિઘ્નરાટ, જે સર્વ આરંભને વિષે વિઘ્ન આણવાને સદા તૈયાર રહેલા ગણાયછે, તે પાસેજ હતા, તેમના સાંભળવામાં આવ્યું, એટલે તે વિચાર કરવા લાગ્યા કે, તેજસ્વી વિશ્વામિત્ર શ્રેષ્ઠ છે, ને હું તો અતિ દુર્બળ છું, તો મારે હવે શું કરવું? આ પ્રમાણે ચિંતવન કરેછે એવામાં હરિશ્ચંદ્ર રાજા મૃગયા રમતો ત્યાં આવી પોહોંચ્યો, તે રંગ બે પ્રકારની

મૃગયા રમવાનું છોડી દઈ બોલી ઉઠ્યો કે, "ત્રાસ પામશો નહિ, હું શિક્ષા કરવાને તૈયાર છતાં દુષ્ટ બુદ્ધિનું અન્યાય વૃત્તિવાળું કોણ છે"! રાજાનું આવું બોલવું સાંભળીને વિઘ્નરાટે વિચાર્યું કે, આ રાજાના શરીરમાં શીઘ્ર પ્રવેશ કરૂં તો મારૂં ઈચ્છેલું કામ સાધી લેવાય. પછી તેણે તેમ કર્યું એટલે રાજા કોપાયમાન થઇને બોલવાલાગ્યો કે 'બળના ઉષ્ણતેજવડે કરીને દીપ્ત થયેલો હું ધણી અહિં આવ્યો છું તેમ છતાં પોતાને પાલવે અગ્નિ બાંધનારો એવો પાપી નર કોણ છે? મારા ધનુષ્યમાંથી છૂટતા બાણોવડે આજે દિશાઓ દીપ્ત થઇ ઉઠશે અને એથી એના સર્વાંગ ભેદાઇને દીર્ઘ નિદ્રા પામશે'. રાજાનાં આવાં વચન સાંભળતાંવાંતજ વિશ્વામિત્રને ક્રોધ વ્યાપી ગયો કે લાગલીજ વિદ્યાઓ છૂટી ગઈ. આવી સ્થિતિમાં વિશ્વામિત્રને જોઈને રાજા પીપળાના પાનની પેઠે કાંપતો ઉભો રહ્યો તેને મુનિ કેહેવા લાગ્યા કે 'દુરાત્મન્! ઉભો રેહે,' તે સાંભળી રાજા વિનયપૂર્વક પ્રણામ કરીને કેહેવા લાગ્યો, ભગવન્! મેં મારો ધર્મ બજાવ્યો છે, કાંઈ અપરાધ કર્યો નથી, માટે મારા સરખા નિજ ધર્મને વિષે તત્પર જનઉપર ક્રોધાયમાન થવું આપને ઘટતું નથી, કહ્યુંછે કે "ધર્મજ્ઞ પૃથ્વીપાળે ધર્મશાસ્ત્રને અનુસરીને દાન કરવું, રક્ષણ કરવું અને ધનુષ્ય ખેંચીને યુદ્ધ કરવું." આવાં વચન સાંભળીને વિશ્વામિત્રના કોપમાં વૃદ્ધિ થઈ ને હરિશ્ચંદ્રને પાયમાલ કરી નાંખવાના હેતુથી બોલ્યા કે જ્યારે તું રાજધર્મ પ્રમાણે વર્ત્તવાનું અભિમાન રાખેછે ત્યારે મને ઇષ્ટ દક્ષિણા આપ. રાજાએ કહ્યું કે તૈયાર છું, જે ઈચ્છામાં આવે તે માગો.

વિશ્વામિત્રે રાજપાટ અને તેને લગતો સગળો અસબાબ માગી લીધો ત્યારપછી તેને વધારે પીડવાને રાજસૂયિકી દક્ષિણા માગી અને તેનું સર્વસ્વ ખુંચી લઈને તેને પજવીને પેશ પોહોંચાડ્યો અને જરા પણ જંપવા દીધો નહિ, તે આગળ નાટકમાં વાંચવામાં આવશે. નાટકનો કથાપ્રસંગ ઉપરના કરતાં કાંઈક ભિન્ન છે અને તે રામચંદ્રજીને કેહેવામાં આવેલા આખ્યાન સાથે મળતો આવેછે, તેમાં કેટલોક પાહફેર છે તોપણ તેનો આધાર તો તેજ છે. તેમાં કથાપ્રસંગ એવો ચાલેલો છે કેઃ—એક સમયે નારદજી ઇન્દ્રની સભામાં ગયા, અને હરિશ્ચંદ્રના પરમ ધાર્મિકપણા વિષે તેનાં વખાણ કરવા લાગ્યા, તે સાંભળીને ઈન્દ્રે ધાર્યું કે, હરિશ્ચંદ્ર એવો ધાર્મિક છે ત્યારે તો હવે ઈન્દ્રાસનને યોગ્ય થયો છે, માટે હવે મારે રાજી થઈ ઈન્દ્રાસન મૂકવું કે પછી મારૂં અપમાન થાય નહિ. આવું ...ન્દ્રાસન ખાલી કરવાને પોતે નીચે બેઠો. તે જોઈ બ્રહ્મા... કારણ પૂછ્યું, તેનો ખુલાસો થતાં દેવોએ નિશ્ચય

કર્યો કે વિશ્વામિત્રની અને હરિશ્ચંદ્રની વચ્ચે કલહ ઉત્પન્ન કરાવવો એટલે વિશ્વામિત્ર તામસી છે તેથી એને ધર્મથી ચળાવ્યા વિના રેહેશે નહિ. પછી તેઓએ નારદને ઋષિ પાસે મોકલ્યા અને એ વાત નારદને પણ ગમતી હતી, કેમકે, કલહ કરાવવામાં તેઓ આનંદ માની લેતા હતા તેથી બીડું ઝડપીને મુનિના આશ્રમમાં જઈ પોહોંચ્યા અને તેમને આડું અવળું સમજાવીને હરિશ્ચંદ્રને ખરાબ કરવાને ભંભેર્યા તે પ્રમાણે તેમણે કરવાનો પ્રારંભ કર્યો.

હરિશ્ચંદ્રના આખ્યાનમાં કરૂણારસ પ્રાધાન્યપણે છે તેથી આર્યોના હૃદયને તે વધારે ભેદેછે. દુખીને દિલાસો પામવાનું તે ઉત્તમ સાધન થઈ પડેછે અને મનુષ્યના મનનું વલણ એમ થઇ જાયછે કે આવા પરમધાર્મિક રાજા સરખાને માથે આવાં દુઃખનાં ઝાડ ઉગ્યાં તો આપણે સાધારણ માનવી શી ગણત્રીમાં ? મૂળ સંસ્કૃત આખ્યાન ઉપરથી હિંદુસ્થાનની ઘણી ભાષામાં હરિશ્ચંદ્રની કથા કથવામાં આવેલી છે. રામાયણના અરણ્યકાન્ડ ઉપરથી વિષ્ણુદાસ નામના કવિએ ગુજરાતી કવિતામાં આ આખ્યાન જોડયું છે. સંસ્કૃતમાં ચંડકૌશિક એટલે કૌશિક ( કોશિક કુળના = વિશ્વામિત્ર. ) નો કોપ એવા નામનું કાર્તિક નામના રાજાના સમયમાં એક કવિએ હરિશ્ચંદ્રઆખ્યાન ઉપરથી નાટક રચ્યું છે પણ તેમાં બિભત્સ રસ એટલો બધો છે કે તે વાંચીને મને અભાવ થયો અને આખ્યાનની વસ્તુ ઉપરથી નવીન રચના કરવાની મારા મનમાં ઈચ્છા થઇ. તેવામાં લંકાના રેહેવાસી મટુકુમાર સ્વામી જે વિલાયતમાં બ્યારિસ્ટરની પરીક્ષામાં પાસ થયેલા અને લંકાની કાયદા કરનારી સભાના સભાસદ હતા તેમણે તામીલ ભાષામાંથી હરિશ્ચંદ્ર નાટકનું અંગ્રેજીમાં ભાષાન્તર કરીને વિલાયતમાં પ્રસિદ્ધ કર્યું તેની એક પ્રત તેમણે મુંબઈના પોતાના એક મિત્ર ઉપર મોકલી તે મારા હાથમાં આવી તેથી મને અતિ હર્ષ થયો અને બીજી કડાકૂટ કરવી છુંચી મૂકીને તેજ ઉપરથી ગુજરાતીમાં ભાષાન્તર કરવાનો ઠરાવ કર્યો તે આજે પરિપૂર્ણ કરીને હું મારા પ્રિય વાંચનારાઓને ભેટ કરૂંછું. કેટલીક જગ્યાએ મેં જુજ ફેરફાર કરયો છે. તામિલ નાટક ગદ્યપદ્યાત્મક છે પણ મટુકુમાર સ્વામિએ બધું ગદ્યમાંજ ઉતાર્યું છે તથાપિ કવિતાના પ્રસંગ સ્થાનમાંથી મને જે યોગ્ય જણાયા તે મેં કવિતામાં ઉતાર્યા છે.

તામિલ ભાષા ઘણી ખેડાઈ છે, તેના બોલનારાઓએ પોતાની ભાષાને પરિપૂર્ણ કરવાને ઘણો પ્રયત્ન કરયો છે. તેથી બે પ્રકારની

તામિલ ભાષા થઇ પડી છે, એક પુસ્તકોની ઉંચી પ્રતિની ભાષા તે શેન તામિલ કેહેવાયછે અને બીજી સાધારણ વ્યવહારની ચાલતી ભાષા તે કોદન તામિલ કેહેવાયછે. એ ભાષામાં સંસ્કૃત ઉપરથી તેમજ કશા આધારવિના મનકલ્પિત ઘણા ગ્રંથો રચાયા છે. નાટકો પણ ઘણાં રચવામાં આવ્યાં છે તેમાં હરિશ્ચંદ્ર નાટક કરૂણારસ ઉત્પન્ન કરવામાં પેહેલું ગણાય છે; તે નાટકશાળામાં ભજવી બતાવવામાં આવેછે અને હજારો મનુષ્યોનાં હૃદય પીંગળાવી નાંખીને તેમને અશ્રુપાત કરાવેછે.

२९६५

# तारामती स्वयंवर.



## अंक १ लो.

### पात्र.

| | |
|---|---|
| हरिश्चंद्र | ... અયોધ્યાના રાજા. |
| सत्यकीर्त्ति | ... તેમનો મુખ્યપ્રધાન. |
| कंचुकी | ... તેમનો ચોપદાર. |
| मागधेय | ... કનમાપુરીના રાજા. |
| तारामती | ... તેમની કુમારી. |
| सवुश्री | ... તેની સખી. |
| ब्राह्मणो | ... યાત્રાળુ. |
| केकय | ... એક રાજા. |

મગધ અને કાશિના રાજા, ઈત્યાદિ.

# तारामती स्वयंवर.

## अंक पेहेलो.



### प्रवेश १ लो.

### स्थल, हरिश्चंद्रनो दरबार.

कंचुकी. (गीति.)

જાણો સર્વ તમે જન, સાગરવેષ્ટિત પૃથિવીતણું આજ,
પુત્ર ત્રિશંકુ કેરો, સુશિલ હરિશ્ચંદ્ર તો કરે રાજ.
નગર અયોધ્યાપતિનું, હિતકારી રાજ્ય છે સરસ તે તો,
વળી ઉત્તમ શુભ ગુણ છે, કોણે જગમાં નથી શુણ્યું એ તો.
કોણ ઉપજિયો એવો, જેણે શુભ સૂર્યવંશમાં નિપજી,
નિજ રાજવંશ એથી, અધિક દિપાવ્યો પ્રકાશ સરસ સજી.

અહો ભાઇયો! નજર ફેરવીને જુવો:- આ મહારાજાની રાજસભા છે, તેનો પ્રભાવ ઇંદ્રની સભા જેવો છે. અહિ ભરતખંડના અગણિત રાજા પોતાના રાજાધિરાજને પાદવંદન કરવા આવ્યાછે; તેમજ ઋષિઓ, મુનિઓ, અને બ્રાહ્મણો પોતાના પ્રતાપવંત રક્ષકના ઉપર આશીર્વાદનો વર્षાદ વરસાવવાને તૈયાર થઈ રહેલા છે. આ એમના પ્રધાનો અને રાજકારભારિયો છે. પણે રત્નજડિત રાજમંદિરના રક્ષકયોદ્ધાના ભાલા, તરવારો, અને આ પેલી ઢાલો ઝળકારા મારી રહ્યાં છે. ચોમેર શૂરવીર અશ્વારો, મૂલ્યવાન્ ઘોડાને આપણી આસપાસ બાજિયા લેવરાવી રહ્યા છે. જમૈયા સરખા જેઓના દંતુસ આવી રહેલા એવા સરસ શણગારેલા હાથિયોને કુશલ માહાવતો આમતેમ ચલાવી રહ્યા છે. શોભાયમાન ગાડિયો, અને યુદ્ધના રથના ગડગડાટ અહિ તહિ થઇ રહ્યા છે. તેઓને જોડેલા પાણીવાળા ઘોડા જાણે પાંખવતે ઉડતા હોયની એવા દેખાયછે! પ્રજા પોતાના પ્રિય રાજાનાં દર્શન

કરવા આવેછે. તેઓનો સંતોષકારક દેખાવ, અને આનંદ ભરેલી વાતચીત ઉપરથી રાજ્યમાં સુખશાન્તિ ચાલેછે એમ દીશી આવેછે. આહા! દયાવંત હરિશ્ચંદ્ર સરખા રાજાની રાજછાયા નીચે શા વિશેની ન્યૂનતા હોય!

જુવો! જુવો! શુભ અવસર આવ્યો છે. વાદિત્રના નાદ થઇ રહ્યા છે, અને રાજડંકાનો અવાજ કાન બેહેરા કરી મૂકેછે. રાજ્યાસન આગળ સુંદર કલાવંતનિયો ગાયછે અને નૃત્ય કરેછે.

ભાઇયો! છાના, છાના! માંહની બાજુએ ધુંધાટ થતો મારે કાને પડેછે. સમજ્યો, એ તો મહારાજા પોતાના સાથ સહિત રાજસભામાં બિરાજવા આવેછે. (નકી પોકારેછે.) મહારાજાધિરાજ હરિશ્ચંદ્ર રાયને ઘણી ખમા.

[હરિશ્ચંદ્ર માંહથી પોતાના સાથ સહિત આવેછે. પ્રધાનો અને કારભારિયો રજુ થઇ જાયછે. સભાજનો તેમને માન આપેછે. અને તે ધર્માસન ઉપર બેસેછે.]

**हरिश्चंद्र.** (पद.)

સર્વ દેવના દેવ કૃપાળુ જગમાં જે તું રહ્યો પ્રસરી,
કર જોડીને હું તો આજે પ્રાર્થું તુજને ભાવ ધરી. સર્વ.
આત્માનું તારણુ કરનારો, એવો વેદ પ્રસાર હરિ!
વળી તેનાં જે અંગ શાસ્ત્ર છે, દે તેનો વિસ્તાર કરી. સર્વ.
વૃષ્ટિ જોઇયે તેમ કરીને, ધરતી પાકે નાંખ્ય ભરી,
મહિને ત્રણ વેળા વરસાવી દે તું કરી લીલાશ નરી. સર્વ.
ચાર વર્ણની સુખ શાન્તિ ને સમૃદ્ધિ તું વધાર ખરી.
સુખદેનારા સર્વે તારી ભક્તિ કરિયે ભાવ ભરી. સર્વ.

**सत्यकीर्त्ति.**— અહો મહારાજ! આપ આ પૃથ્વીઉપર દયાસહિત પ્રભાવથી રાજ્ય ચલાવોછો, મહાશૂરવીર છો, અને સત્યની મૂર્ત્તિ છો માટે તમને હું નમન કરૂંછું.

**બીજા પ્રધાન અને રાજકારભારિયો તથા માંડલિક રાજા.**

સૂર્ય વંશી મહારાજ, અમે આપના સેવક છિયે. અહો મહારાજ, સર્યૂ નદીના પવિત્ર જળથી સિંચાતા પ્રદેશમાં નિર્વિઘ્ન રાજ્ય ચલાવનાર અહો મહારાજ! આપને અમે પાદવંદન કરિયે છિયે.

**हरिश्चंद्र.**— પ્રધાન સત્યકીર્ત્તિ, આપણી ધરતીમાં જોઇયે

તેટલો વર્ષાદ થાયછે કે નહિ ? પ્રતિ માસમાં ઓછામાં ઓછી ત્રણ વેળા મેઘવૃષ્ટિ થાયછે કે નહિ?

**सत्यकीर्त्ति.**— હા મહારાજ, જેમ આપના હૃદયનો ન્યાયનો ઝરો કદિ સૂકાતો નથી તેમ પૃથ્વી ઉપર વર્ષાદ સૂકાતો નથી.

**हरिश्चंद्र.**— આપણા માંડલિક રાજાની ખંડણી બરાબર આવેછે કે નહિ?

**सत्यकीर्त्ति.**— હા મહારાજ; રાજા અને ઠાકુરો પોતાના કરાર પ્રમાણે પળેછે; તેઓ આપની સત્તાને ઘટિત માન આપેછે.

**हरिश्चंद्र.**— આપણા રાજ્યમાં જેટલાં અન્નછત્ર અને ધર્મનાં સ્થાનકો છે તેઓની જોઈતી સંભાળ લેવામાં આવેછે કે નહિ? સર્વે દેવનાં દેવાલયઉપર યોગ્ય લક્ષ આપવામાં આવેછે કે નહિ?

**सत्यकीर्त्ति.**— મહારાજ, આપની આજ્ઞા લક્ષ રાખીને પાળવામાં આવેછે.

**हरिश्चंद्र.**— પ્રજા પોતાનાં ખેતરની ઉપજમાંથી અષ્ટમાંશ ભાગ આપ્યાં કરેછે કે નહિ?

**सत्यकीर्त्ति.**— હા મહારાજ; અને આપ પ્રજાપાસેથી એટલો થોડો ભાગ લ્યોછો તેથી લોકોની સુખાવસ્થાની વૃદ્ધિ થતી જાયછે.

(થોડીવાર વાતચિત થતી બંધ પડેછે. કેટલીક કલાવંતનિયો રાજાની આગળ આવીને ગાયછે અને નૃત્ય કરેછે.)

**हरिश्चंद्र.**— સત્યકીર્ત્તિ, આ નૃત્ય કરનારિયોને મૂલ્યવાન રીજ આપીને વિદાય કરો.

**सत्यकीर्त्ति.**— [પોતાના હાથ નીચેના એક કારભારીને] પોશાક તથા સોનાના ને રત્નના અલંકાર કલાવંતનીને આપો.

[તેને આપેછે તે લઇને જાયછે.]

**कंचुकी.**— [રાજસભામાં પ્રવેશ કરીને] મહારાજાધિરાજ, આપને દરબાર, કેટલાએક પંથિયો આવ્યા છે. તેઓ દૂરદેશના યાત્રાળુ બ્રાહ્મણો છે અને આપને મળવાને ઇચ્છેછે. હું તેમને પ્રવેશ કરાવું?

**हरिश्चंद्र.**— હા, તે પવિત્ર પુરૂષોને સત્વર લઈ આવ. દેશના અધિપતિઓનો મેળાપ સર્વે કોઇને થવોજ જોઇયે [બ્રાહ્મણો પ્રવેશ કરેછે] તમારા સરખા પવિત્ર પુરૂષોએ ઘણાં

તીર્થોની યાત્રા કરી હશે, અને પાપ નિવારણ કરે એવી અનેક મહિમાવાળી નદિયોમાં અને જળાશયોમાં સ્નાન કર્યાં હશે તેવા તમે મારા દરબારમાં પધાર્યા તેથી તમારો આદરસત્કાર કરવાને મને અતિશય આનંદ થાયછે, તમે સર્વ આવો, બિરાજો.

**ब्राह्मणो.**— ગોવિંદ ! ગોવિંદ ! કૃપાળુ હરિશ્ચંદ્ર, આપને અમારો આશીર્વાદ છે કે,—

[ शार्दूलविक्रीडित. ]

જ્ઞાની ને ધનવાન તેમ સુખિયા થાજો સદાકાલ જો,
સંપત્તિ સુખ રાજશક્તિ વધતા તેજે કરી વાધજો,
સેના ત્રાસ ભરી હજો અતિ ઘણી દુષ્ટોતણા ચીતમાં
સારા નમ્ર જનો વિષે સુખ ભરી થાજો રૂડી રીતમાં.

**हरिश्चंद्र.**— હે પંડિતજનો ! તમારો સમાગમ થવાથી મને બહુ આનંદ થયો. તમારા સરખા વિદ્વાન્ પુરૂષોના દર્શનનો મને લાભ થયો તે મારા પૂર્વજોના પુણ્યપ્રતાપથીજ થયો સમજુંછું. વારૂ આપનો દેશ કિયો?

**ब्राह्मणो.**— અમે કામ્પીલ દેશમાં વશિયેછિયે, અને યાત્રા કરવાને નીકળી પડ્યા છિયે. છેક ઉત્તર દિશા ભણીથી અમે પાછા વળ્યા હતા તેવામાં આપની કીર્તિનું શ્રવણ કરયું હતું તેથી અમે અહિં આવ્યા છિયે.

**हरिश्चंद्र.**— આપે ઘણા દેશ જોયા હશે, માટે કાંઇ નવાઇનું અથવા જાણવા જેવું આપના જોવામાં આવ્યું હોય તે વિષેનું વૃત્તાન્ત મને કહી સંભળાવશો તો મારા ઉપર આપની ઘણી કૃપા થશે.

**ब्राह्मणो.**— રાજા હરિશ્ચંદ્ર, જ્યાં આગળ સમુદ્રની ઉછળતી છોળો કન્યાકુમારીના પ્રાચીન અને જીર્ણ થઈ ગયેલા દેવાલયના પવિત્ર સ્થાનકઉપર અફાયાં કરેછે ત્યાંથી અમારા પ્રવાસનો પ્રારંભ થાયછે તે છેક ગગોદરીની પેલી પાર, જ્યાં પવિત્ર ગંગા નદી હિમાચલ પર્વતમાંથી વેહેછે તેના મૂળ આગળ જ્યાં કૈલાસના દેવનાં સ્થાનક છે તે ઠેકાણે અંત આવેછે. અહો રાજા ! એવા અમારા પ્રવાસમાં એક અતિસુંદર કુમારિકા અમારા જોવામાં આવી, તે રૂપગુણમાં એવી પરિપૂર્ણ છે કે આપની અર્ધા-

ગના અને મહિષી થઇને આપના રાજ્યને શોભા આપવાને યોગ્ય છે એવું કેહેવાને અમે જરાપણ બાધ ગણુતા નથી. આપ જાણુતા હશો કે રાજાએ કુવારાં રેહેવું નહિ એવું શાસ્ત્રનું મત્ત છે.

**હરિશ્ચંદ્ર**.— આ સમાચાર સાંભળીને હું બહુ પ્રસન્ન થયો. એને વિષે કૃપા કરીને કાંઇ વધારે સમાચાર કહી સંભળાવો. તેનાં માતાપિતા કોણુ છે? અને તે કયાં રેહેછે?

**ब्राह्मणो**.— અમે કાશિમાં વિશ્વનાથનાં દર્શન કરીને ત્યાંથી કનમાપુરી ગયા, ત્યાં માગધેય રાજા રાજ્ય કરેછે. તેની બહુ તપશ્ચર્યાને લીધે, અને અતિશય ઇન્દ્રિયનિગ્રહ ઉપરથી, દેવે પ્રસન્ન થઇને, તેને માત્ર એક તારામતી કુમારિકા આપીછે, એવું અમારા જાણુવામાં આવ્યું. અમે તેને જોઇ, પણુ તેના રૂપગુણુનું વર્ણુન કરી શકવાની અમારામાં શક્તિ નથી, માત્ર અમે એટલુંજ કહી શકિયે છિયે કે એના જેવી સુંદરતા કહિંપણુ જોવામાં આવી નથી.

( मनहर. )

તેની તેજવાન મુખશોભા ચંદ્ર આકાશમાં
જોઈ પાછો લજવાઇ તે સંતાઈ જાયછે;
નાગફેણુ જેવો જેનો અંબોડો અતિશે ઓપે,
મૃગના સરીખાં જેનાં નયન શોભાયછે,
વૃદ્ધિ થતા સ્તન, કટીસિંહ સમ, એ સર્વે તો
હ્દયભેદક શસ્ત્ર કામકેરાં થાયછે;
તેના શુભ ગુણે કરી કુલદેવ શિવ પોતે
પ્રસન્ન થઇને અતિશય હરખાયછે.

અહો મહારાજ! એની જોડ આખી પૃથ્વીમાં શોધી જડે એમ નથી. માટે અમને લાગેછે કે આપ એકજ તેને વરવાને યોગ્ય છે.

**हरिश्चंद्र**.— ત્યારે શું તારામતી એવી સુંદર છે? આશ્ચર્ય! આશ્ચર્ય! અહો બ્રહ્મદેવ! મેં એને કોઇ દિવસ પણુ જોઇ નથી તોપણુ મારો પ્રેમ એના વિષે જડાઇ ગયો; માટે મારૂં ને એનું લગ્ન થાય એમ તમારાથી બની શકે એમ છે? જો એમ હોય તો મને આશ્રય આપવાને હું તમને વિનવુંછું.

**ब्राह्मणो**.— મહારાજ! આપની ઇચ્છા એજ અમારો ધર્મ.

**हरिश्चंद्र.**— ત્યારે તમે કૃપા કરીને માગધેય રાજાને દરબાર જાઓ અને મારે માટે એની કન્યાનું માગું કરો.

**ब्राम्रणो.**— રાજા હરિશ્ચંદ્ર, વગર ઢીલ કરવે આ અમે ચાલ્યા. તમે હવે કાંઈ ચિન્તા રાખશો નહિ. તમારા હૃદયની ઇચ્છા પરિપૂર્ણ થાય તેમ કરવાનું અમે અમારે માથે લઇયે છિયે.

[ એમ કહિ જાયછે. ]

**हरिश्चंद्र.**—જો કદાપિને બ્રાહ્મણોએ.કહેલું ખોટું પડશે તો પછી હું છેક નિરાશ થઇ જઇશ એટલુંજ નહિ, પણ હું અતિશય શોકાતુર થઇ જઇશ અને મારી દુર્દશા થશે.

( दुहो. )

પ્રિયા ન તે મેં જોઇ કદિ, તો પણ લાગ્યું ચીત;
મુજને ભાસે તે થકી, છે કંઇ ભેદ ખચીત.

**सत्यकीर्ति.**—મન પોતાનું વલણ ખરેખરૂં સમજી શકેછે, માટે મહારાજ! હવણાં આપના સાંભળવામાં આવ્યું એ માત્ર અમસ્થીજ વાત હોય તો તે રાજકુમારીનામાં આપનું મન એટલું બધું પેશી જાય નહિ.

( हरिगीत. )

સૂચન થવાને ઇંદ્રિદ્વારા એકલું સાધન નથી
પણ મનતણો સંબંધ છે દૃઢ મનની સાથે સર્વથી.
પછી ભીંત, કિલ્લો, દેશ કે વચમાંહ કદિ સાગર પડી
અટકાવ કરવા શક્તિવાળું છે ન કો એકે ઘડી.

એ ઉપરથી મને લાગેછે કે તારામતીનું આપની સાથે લગ્નથવાનો યોગ સરજેલો છે. થોડી ધીરજ ધરવામાં આવશે એટલી વારમાં તો શુભ સમાચાર લઇને બ્રાહ્મણો પાછા આવીપોહોંચશે.

---

# अंक २ जो.

## प्रवेश १ लो.

### स्थल, कनभापुरीमां मागधेय राजानो दरबार.

**मागधेय.**— (પોતાના પ્રધાનને) અહો પ્રધાન! આપણી કુમારી હવે તો વરવાને યોગ્ય થઇછે. આટલી વારમાં તો તેનું લગ્ન કરી દેવું જોયતું હતું, પણ તે પ્રમાણે બન્યું નથી. જે શિવની કૃપાથી મને એ કુમારીની પ્રાપ્તિ થઇછે તે મહાદેવના મનમાં એ વિષે કોણ જાણે શોય ભેદ હશે તે આપણાથી કળી શકાતું નથી.

**प्रधान.**—અહો મહારાજ! ખેદ કરવો કે ચિંતા રાખવી એ નકામું છે-તારામતીની કીર્ત્તિ ચારે દિશાએ પ્રસરી ગઇછે તેથી તેનું માગું આવ્યાવિના કે તે પરણ્યાવિના રેહેનાર નથી.

**मागधेय.**—એ તો વાત ખરી, પણ મારી કુમારી પરણ્યા પછી સુખી થાય એટલા માટે તેણે પસંદ પડતા વરની સાથે વરવું જોઇયે. આપણા એક પ્રાચીન કવિયે કહ્યું છેકે "બેનાં જૂદાં મન હોય તેના કરતાં મરણ સારૂં." શિવની મને આજ્ઞા છે તે પ્રમાણે વર્ત્તવાને વળી અલંઘનીય સંકટ આવી પડેલું જણાયછે.

**प्रधान.**—મહારાજ! આપ શોક કરવો જવા દ્યો. શિવની ઘણી આરાધના કરવા થકી જે કુમારી આપને પ્રાપ્ત થઇછે તેનું લગ્ન આપણા ભરતખંડના કોઈ સારા રાજા સાથે થવાનું સર્જ્યું હશે. જે મહાદેવે એ કુમારીનું લગ્ન કરવા વિષેની આપની સાથે બોલી કરીછે, તે કૃપાળુદેવ, બોલી પ્રમાણે પળાય એવી રીતે યોગ આણવાને ચૂકશે નહિ; માટે મહારાજ, આનંદમાં રેહો. વેળા વેળાનું કામ કરેછે.

(એટલામાં કેટલાક બ્રાહ્મણો આવેછે, તેઓને કંચુકી પ્રવેશ કરાવેછે એટલે,)

**मागधेय.—વેદશાસ્ત્રસંપન્ન બ્રાહ્મણો! તમે ભલે પધાર્યા! પવિત્ર ભસ્મ ધારણ કરવાથી જેઓ પવિત્ર થયેલા છે, અને**

શાસ્ત્રોક્ત ધર્મનું જેઓ ઉલંઘન કરતા નથી તેઓ સદા માનને યોગ્ય છે.

**ब्राह्मणो.** ( शार्दूलविक्रीडित. )

તું છે ધર્મવિષે ધુરિન્ધર ખરો, છે રીતિ ન્યાયી ઘણી
થાજો તુજતણું રૂડું, જયભરી સેનાતણા ઓ ધણી;
વૃદ્ધિ વેદ તણી કરચે જગતમાં સૌ સુખ આવે કને
તે માટે સુખ સૌ અખંડ મળજો, ઓ ચંદ્રવંશી ! તને.

**मागधेय.**—અહો બ્રાહ્મણો ! હું તમારો આશીર્વાદ માથે ચડાવું છું, અને તમારી મારા ઉપર કૃપા છે માટે તમારો આભાર માનુંછું. મને શી આજ્ઞા છે ? જે હોય તે સુખેથી કોહો.

**ब्राह्मणो.**—અમે યાત્રા કરવા નીકળ્યા છિયે, અમારે કાંઇ જોયતું નથી. અયોધ્યાના મહાપ્રતાપી રાજા હરિશ્ચંદ્રના ભણી થઇને અમે આવ્યા છિયે. સૂર્યવંશનો એ કુલદીપક સર્વ ઠેકાણે પ્રસિદ્ધ છે. તેણે આપને કેહેવાને એક કામ સોપ્યુંછે તે એ કે,— આપની અનુપમ કુમારી તારામતીને તે પોતાના રાજ્યની રાણી કરવાને ઈચ્છેછે.

**मागधेय.**—દેવોજયતિ ! તારામતી હજી લગણ પરણ્યા વિનાની છે, પણ મારી કુમારી ઉપર એક ભેદચક્ર ભમેછે તે એ નિવારણ કરી શકશે ?

**ब्राह्मणो.**—રાજા ! આપની કુમારીને કાજે હરિશ્ચંદ્રના કરતાં વધારે યોગ્ય વર દેવસરખા પણ આપી શકે એમ નથી. આખું જગત એના ગુણ ગાયછે. અને અમને લાગેછે કે તે આપની સર્વે આકાંક્ષા પૂર્ણ કરશે. માટે આપ કૃપા કરીને સ્વયંવરમંડપ રચો અને ભરતખંડના સર્વે રાજાને નોતરો.

**मागधेय.**—હું તે માન્ય કરૂછું. મારા મનમાં ઘણી ઈચ્છા છે કે એવા જગપ્રસિદ્ધ રાજાની મારી કુમારી અર્દ્ધાંગના થાય. જાઓ જઇને હરિશ્ચંદ્રને મારાભણીથી વિનવો કે સ્વયંવરમંડપમાં પધારીને શોભા આપે.

**ब्राह्मणो.**—બહુ ડાહાપણનું કામ; અમે અયોધ્યામાં હરિશ્ચંદ્રની પાસે જઇને કહિયેછિયે એટલે એ સત્વર આપની રાજધાનીમાં પધારશે.

# प्रवेश २ जो.

## स्थल, मागधेयना महालयमां तारामतीनो मध्यखंड.

### तारामती अने सवुन्थी.

**तारामती.**— मारी सदानी मनमानीती सवुन्थी! तुं मने एकली मूकीने क्यारनी क्यां भटकती फरेछे?

**सवुन्थी.**— तारा पिताना दरबारमां वात चालती हती ते हुं सांभळवा रही हती, ए वात तारा विषेज छे. मारी प्रियसखी! तुं जाणेछे? तारे तो सकळ गुणसंपन्न हरिश्चंद्र साथे परणवानुं ठरेछे. आवी आनंददायक वधामणी खावाने हुं तारी पासे दोडती आवीछुं.

**तारामती.**— मने उडाववामां तुं आनंद मानी लेछे ते हुं जाणुछुं. मारा विचार लग्नमांज लागी रह्याछे एम तुं धारेछे, पण मारी भोळी सखी, मारूं लग्न थवामां केवा प्रकारनी अडचण छे ते तारा जाणवामांज नथी. मने नथी लागतुं के हुं परणीश. माटे आटलुं जाणीने हवे मारो उपहास करवो छोडी दे, तोपण वारूं मने केहे के, हरिश्चंद्र ते कोण छे? मने तो लागेछे के ए बधोय तारो मननो उठाव हशे.

**सवुन्थी.**— मारी वाहाली तारा, तारूं आनंदथी उभराई गयेलुं मन साचा जूठानो भेद समजी शकतुं नथी. राजकुमारियो एवीज होयछे. ज्यारे वात सर्वे ठेकाणे प्रसरशे त्यारे तुं मारूं मानीश. पण हवणांज तुं शरमाइ केम गई? तारा कमलवदन उपर शेरडा केम पडी गया? तारे हरिश्चंद्र विषे सांभळवानी मरजी छे? जो सांभळ, एना गुण विषे वर्णन करवामां आव्युं छे तेनो दशांश मात्र तने कही संभळावुंछुं.

ए युवान् शूरवीर अयोध्यानो अधिपति छे, अने सूर्यवंशनो छे. एना पूर्वजो शूरवीरपणानां तेमज धर्मनां कामथी प्रसिद्धि पामी गया छे. एनी कान्ति कामदेव करतां पण मनोहर छे, एनुं तेजस्वी मुख दिनकरना प्रकाशथी प्रफुल्लित थयेला सुंदर कमळने मळतुं छे. एना स्कंध अने छाती विश-

ળ છે, એના અવયવ બહુ સુશોભિત છે, અને ટુંકામાં, એનું આખું અંગ જેવું જોઇયે તેવું પરિપૂર્ણ સુંદરતાથી ભરપૂર છે. એનો કંઠ મધુર છે; અને એની રીતભાત પ્રસન્નતા ભરેલી છે. એ સ્મિતહાસ્ય કરેછે તે વેળાએ એના મોતી સરખા દાંત વીજળીના જેવો ચળકાટ મારેછે. એ વિદ્યામાં મહાન્, નીતિમાં ચોખ્ખો, અને શુરવીરપણામાં એક્કો છે. હરિશ્ચંદ્ર દેવતાઓનો મિત્ર છે. દુરીજનનો ત્રાસ છે, અને સજ્જનોનો વિશ્રામ છે. મનુસ્મૃતિમાં વર્ણાશ્રમધર્મ અને રાજનીતિ વર્ણવી છે તેને અનુસરીને એ વર્ત્તેછે. પ્રેમ, ઉદારતા અને ન્યાય એ તો એના અચળ અને સ્વાભાવિક ગુણ છે. એ નીતિની પ્રતિમા છે, અને દેવ અને મનુષ્યનાં સર્વે સુખ એને છે, એવો એ હરિશ્ચંદ્ર છે તે તારો કાન્ત થશે.

ત્યારે હવે માંગલ્ય! માંગલ્ય! તું મારી વાહાલી, જે મધુર સ્વરવાળી અને સુંદર સ્ત્રિયોની દેવી સરખી છે, તે તને, ઓ તારામતી! અસંખ્ય સુખની પ્રાપ્તિ થાઓ.

**तारामती**.— ("તારૂં ગોકુલ જોવાને આવરે મથુરાના વાસી;" એ રાગ પરજ.)

મારી વા'લી આલી તું જાણ રે તુને કરગરી કહુંછું
તું તો અમૂલ્ય મારો પ્રાણ રે તુને કરગરી કહુંછું. એ ટેક.
સરસ સલા' તારી સુણતાં રે, કરતાં તારી સાથે વાત;
મન રીઝેછે બહુ માહ્‌રૂં રે, મસ શાન્તિ વળે મુજ જાત રે. તુને.
અજ્ઞાન રહી હું એ વાતથી ને, માન્યું ન તારૂં કેહેણ;
કર્‌ની ક્ષમા તેની મુજને રે, હવે સાચું માનું તુજ વેણ રે. તુને.
ચિન્તા રાખેછે તું માહ્‌રી રે, વધારવા મુજ સુખ;
પાડ તારો કેમ વાળી શકુ રે તું તો ટાળેછે માહ્રૂં દુઃખ રે. તુને.
ઓ! મોહની, સુણી તાહ્‌રાં રે, મોહન વિષે વચંન;
લાગી મુને મન મોહની રે, માહ્રૂં પ્રેમી બનીગયું મંન રે. તુને.
ડોળાયછે મન માહ્‌રૂં રે, માથું ભમેછે આજ;
બેભાન થઈ બની બાવરી રે, મારી એને હાથે રહી લાજ રે. તુને.

**सखुन्धी**.— (राग कालिंगडो)

આવી રીતે બોલવું ન યોગ્ય મારી આલી,
રાજકુમારીનો નહિ ઘાટ રે જી.

મનની લગામ માટે ઝાલ્ મારી આલી,
 રોકય તું વિકારકેરી વાટ રે જી.
પ્રેમ એ તો દુઃખ કેરૂં મૂળ મારી આલી,
 પ્રેમ હ્દ્દય ભેદનાર બાણુ રે જી.
તેમ છતાં પ્રેમ એ તો પ્રાણુ મારી આલી,
 પ્રેમ પૂરા સુખકેરી ખાણુ રે જી.
પ્રેમકેરે પાશ જો આવી પડ્યાં રે આલી,
 તો પછી ન કોઈ રીતે ફાવિયે જી.
ફસાયાં વે'લાં કે મોડાં જેમ મારી આલી,
 તેમ યમરાજ હાથ આવિયે જી.
સર્વ ઠામ પ્રેમકેરો રથ ફરી રે આલી,
 મૂકે ન બાકી કાંઇ એક રે જી.
દેવ કે મનુષ્ય પછી હોય તોય આલી,
 વશ કરી મૂૅકાવે સર્વ ટેક રે જી.
પણુ તું ધિરજ ધાર્, તારા માહ્રી રે આલી,
 ઇચ્છા તારી પૂર્ણુ થશે કાલ્ રે જી.
શુદ્ધિમાં આવી સજ્જ થા તું મારી આલી,
 હાંસી થવા જેવા કર્ ન હાલ રે જી.

**तारामती.** (गीति.)

ગતિ એવી મુજ કરવા, કારણુ ઉભું કરી ગ્રહ્યો વાંક;
માટે રહી મુજ પાસે, ધીરજ દે, હું બની બહુ રાંક.

## प्रवेश ३ जो.

### स्थल, मागधेय राजानो दरबार.

**માગધેય રાજા, તેનો પ્રધાન, અને કાયસ્થ.**

**मागधेय.**— પ્રધાન ! આપણી તારામતીના સ્વયંવરમાં સર્વે રાજાને નોતરવાને માટે હવે આપણે કંકોતરિયો મોકલવી જોઇયે.

**प्रधान.**— મારા મનમાં જે હતું તેજ આપે કહી દીધું.

હવે આપણે વાર કરવી જોઇયે નહિ. હું હવણાં કાયસ્થને તેડ-
વા મોકલુંછું. અરે એ તો એ આવે.

( કાયસ્થ પ્રવેશ કરેછે. )

**मागधेय.**— કાયસ્થ, ભરતખંડના સર્વ રાજાને કંકોતરિયો લખો કે, તારામતી કુમારીનો સ્વયંવર અને લગ્નસમારંભ માઘ શુદમાં થવાનો છે માટે તે અવસરે આપ પધારીને મંડપને શોભા આપશો.

**कायस्थ.**— ( રાજાના કહ્યા પ્રમાણે લખીને. ) મહારાજ, મેં આપની આજ્ઞા પ્રમાણે આ એક કંકોતરી લખીને તૈયાર કરીછે.

**मागधेय.**— વાંચો જોઇયે વારૂ. ( કાયસ્થે વાંચી સંભળાવી એટલે ) એ પ્રમાણે લખીને કેસર છાંટી પરાગ ભભરાવજો અને જૂદાં જૂદાં માણસો સત્વર પોહોંચાડી દે એવી ગોઠવણ કરજો. પ્રધાન! માણસો કંકોતરિયો પોહોંચાડીને જેમ પાછા આવતા જાય તેમ મને સૂચવતા રેહેજો.

**प्रधान.**— ઘણું સારૂં મહારાજ.

---

# अंक ३ जो.



## प्रवेश १ लो.

### स्थल, प्रथम तो अयोध्यामां हरिश्चंद्रनो मेहेल, अने पछीथी त्यांथी ते कनमापुरी सुधीनो मार्ग.

### યાત્રાળુ બ્રાહ્મણ, હરિશ્ચંદ્ર, સેનાપતિ, અને પછીથી દુર્ગામાતા.

**हरिश्चंद्र.**— ( યાત્રાળુ બ્રાહ્મણોને પાછા આવેલા જોઇને. ) બ્રહ્મદેવ તમોને પાછા આવેલા જોઇને મને ઘણો આનંદ થયો. તમારે અને માગધેય રાજાને શી વાતચિત થઇ તે સાંભળવાને હું ઘણો આતુરછું માટે કૃપા કરીને તે વાત ચલાવો.

**ब्राह्मणो.**— આપ સરખા ઉત્તમ રાજાના મનમાં જે ઇચ્છા ઉત્પન્ન થઇ તે પરિપૂર્ણ થયાવિના કેમ રેહે? સદ્‌ગુણિયોનો સદા જય થાયછે. ભાગધેયનો વિચાર આપના વિચાર સાથે મળતો આવ્યો છે, અને તારામતીના સ્વયંવરમંડપમાં પધારવાની આપને વિનતિ કરી છે.

**हरिश्चंद्र.**— મારે માટે શ્રમ વેઠીને આપે મને સદાનો ઉપકૃત કર્યો છે. કૃપાકરીને ચાલો મારી સાથે, આપણે સર્વે સંગાથે કનમાપુરી જઈયે. (સેનાપતિ પાસે હતો તેને) સેનાપતિ, કનમાપુરી જવાને હું કાલે સૂર્યઉદય થતાં અહિંથી નીકલનારછું, તમારે પણ તમારા સ્વાધીનની સેના લઇને આવવાનું છે માટે સર્વેને તૈયાર થઇ રેહેવાને આજ્ઞા આપી મૂકજો.

**सेनापति.**— મહારાજ, આપની આજ્ઞા પ્રમાણે કરીશ.

## प्रवेश २ जो.

### स्थल, मार्ग.

### હરિશ્ચંદ્ર અને સાથ.

**हरिश्चंद्र.**— ઋષિમહારાજો, આપ આવો મારી પાસે, આપણે સર્વશક્તિમાન્ ઈશ્વરની પ્રાર્થના કરિયે કે જેથી કરીને આપણું કામ સિદ્ધ થાય! (પ્રાર્થના કરીને આગળ ચાલવા માંડેછે.) આપણે હવે ઉજ્જડ મેદાનની વચ્ચે આવી પોહોંચ્યા; મધ્યાનનો સમય થયો છે માટે તાપ ઘણો લાગેછે. પણે ઝાડની ઘટામાં વનદેવતાનું દેવલ દેખાયછે; સેનાને આહિં રેહેવા દઇને ચાલો આપણે ત્યાં જઇને વિશ્રામ લઇયે. ચાલો હું આગળ ચાલુંછું તમે મારી પછવાડે આવો. (જવા માંડેછે.) અહો, આ તો દુર્ગામાતાનું દેવલ જણાયછે. પધારો, માતાનાં દર્શન કરિયે.

**ब्राह्मण.**— બહુ સારૂં મહારાજ, (દેવલમાં પ્રવેશ કરેછે.)

**हरिश्चंद्र.**— ( દુર્ગામાતાની પ્રાર્થના કરેછે. )

( शार्दूलविक्रीडित छंद. )

કાન્તા જે શિવની, વળી ભગની છે, વિષ્ણુતણી શોભતી;<br>
જેને વાહન સિંહનું, કરવિષે લીધી અસિ ઓપતી;

બીજે હસ્ત ત્રિશૂળ ખપ્પર ગૃહી, શોભે રૂડી રીતથી;
એવી માતતણા અતુલ્ય પગને, વંદુ પૂરી પ્રીતથી.
માતા તું પ્રસરી રહી જગતમાં, ભ્રાન્તિ કરી આવડી;
વાણી ને મનથી અગોચર રહી શક્તિ ખરી છે વડી;
પ્રાણી અલ્પ હું કેમ વર્ણવી શકું ગુણો બધા તાહરા;
દુર્ગા દર્શન આપ્ કોડ કરવા પૂરા બધા માહરા.
( દેવી સિંહ ઉપર બિરાજમાન થઇને હરિશ્ચંદ્રને દેખા દેછે. )

**हरिश्चंद्र.**— ( તેને પગે લાગીને. ) જય, જય, માતા ! તારી મારા ઉપર અતિશય કૃપા થઇ.

**दुर्गा.**— અહો ઉત્તમ કુળમાં જન્મેલા રાજા ! તું આયુષ્માન હો ! તું તારો સદ્‌ગુણનો માર્ગ સબળ પકડી રેહે. પણ તું મને સત્વર નિવેદન કરી દે, મારી પાસેથી તારે કેવા પ્રકારનો આશ્રય જોઇયે છિયે.

**हरिश्चंद्र.**— કનમાપુરીની રાજકુમારી તારામતીનો સ્વયંવર થાયછે, ત્યાં હું આ રસ્તે થઇને જતો હતો, તેવામાં મેં આપનું દેવળ દીઠું એટલે આપનાં દર્શન કરવાને આવ્યો. ( દેવળની એક બાજુએ આંગળી કરીને) અહો માતાજી ! પેલો રથ અને ધનુષ્ય એ બે પ્રથમ તો મારી આંખે પથ્થરનાં દેખાતાં હતાં પણ હવે તો તે મને સરસ સોનાનાં બનાવેલાં જણાયછે અને તેના તેજથી મારી આંખ્ ઝંખવાઇ જાયછે એનું કારણ શું તે કૃપા કરીને કહો.

**दुर्गा.**—બહુ આનંદની વાત. એ રથ અને ધનુષ્ય બન્ને સોનાનાં છે તે લેવાને જેને સરજેલું છે, તેને સોનાનાં જણાયછે, બાકી બીજાં સર્વેને પથ્થરનાં બનાવેલાં હોય એમ દેખાયછે. વરૂણ કરીને એક પ્રાચીન રાજા થઇ ગયો તેણે એ મારા સ્વાધીનમાં કર્યાં છે, અને સૂચવ્યું છે કે એનો ખરો ધણી અહિ આવે તેને સ્વાધીન કરજો. ઘણા યુગ થઇ ગયા પણ આજે તું એઓનો ખરો ધણી જણાઇ આવ્યો. તારી મેળે તું એ લઇ જા. એ રથમાં બેશીને તું કનમાપુરી જા. તારા ભાગ્યમાં તારામતીને વરવાનું લખ્યું છે. તમે બન્ને જણાં સુખી થજો ! ( એમ કહી, અદૃશ્ય થઇ જાયછે. )

# अंक ४ थो.



## प्रवेश १ लो.

### स्थल, कनमापुरी.

લોકસમૂહ, સર્વ દેશના રાજા, માગધેય અને તેનો પ્રતીહારી.

**१ लो नागरीक.**— જુવો આ હરિશ્ચંદ્ર રાજા આપણા રાજાને મળવા આવેછે. પવિત્ર વશિષ્ઠ મુનિ એમના કુળગુરૂ કેહેવાયછે તે એમની જોડેછે. બીજા વિદ્વાન પુરૂષો, પ્રધાનો અને રાજકારભારિયો એમની આસપાસ છે. અહો શું એ ધર્મ, અને વિદ્યાસંબંધી ચર્ચા ચલાવેછે?

**२ जो नागरीक.**— જુવો આ એમની સેના ચાલી. ઘોડા અને હાથી હારબંધ ચાલેછે. કતારબંધ ચાલતા પાયદલનો તો પારજ આવતો નથી.

**३ जो नागरीक.**— જુવો પેલા રથ સર્વેથી અગાડી જાયછે તેમના ઉપરની ધજા આકાશમાં ફરફરી રહી છે. નાયકો દબદબા ભરેલી રીતે અસ્વાર થઇ ચાલેછે. આવી સેના જોઇને રાક્ષસો પણ ધ્રુજી જાય તો પછી બીજાનો તો શો આશરો. શત્રુના ગાળા નરમ કરી નાંખે એવી એ સેના છે.

**४ थो नागरीक.**— મહાસાગરના સુસ્વાટાની પેઠે, પેલાં બધાં રણસિંગાં અવાજ કરી રહ્યાં છે. નોબતોના અવાજથી આકાશ ગાજી ઉઠ્યું છે. અગણિત છત્રચામર, ધજા, પતાકાથી આકાશ છવાઇ ગયું છે તેથી તે દૃષ્ટિયે પડતું નથી.

**५ मो नागरीक.**— દબદબા ભરેલા હાથી ઉપર હરિશ્ચંદ્ર બિરાજમાન થએલા છે! અહો, એ બેઠા છે તે સોનાની અંબાડી કેવા ઝળકારા મારી રહી છે! એમની બન્ને બાજુએ બે હાથી સુંઢમાં ચમરો લઇને ચમ્ર નાંખેછે.

**६ ट्ठो नागरीक.**— જુવો ભઇ, પેલી સુંદર પરિયો એના મુખ આગળ નાચ કરી રહી છે, એમની બરાબરી ઇંદ્રની રંભા કે મેનકા અપ્સરા કરી શકે એમ નથી.

**१ लो नागरीक.**— વાહ ! આવો તેજોમય (આગળ ચાલતો) દેખાવ કોઇ વાર પણ આપણી નજરે પડ્યો ન હતો. નાનાપ્રકારના મુકુટ માહેલા હીરાના ઝળકારે કરીને બધું ઝળકારા મારી રહ્યું છે. તારામતીની અનુપમ કાન્તિએ ઘણાને આકર્ષણ કરયું છે તેથી કોઇ દિવસ નહિ થયેલો એવો આ મેળાવડો થયો છે.

**४ थो नागरीक.**— જુવો આ જૂદા જૂદા દેશના લોક આવ્યા છે તે. એઓના પોશાક કેવા નાનાપ્રકારના છે ! આહા, આ સ્થળ કેવું રમણીય દેખાયછે. નગરવાસિયોએ વિવિધ પ્રકારના સુગંધીમય પુષ્પનાં તોરણ બાંધી દીધાં છે. રસ્તાની બાજુએ ખજૂરીનાં અને સોપારીનાં ઝાડ ઝોકી રહ્યાં છે તેમના ઉપર લાલ, ધોળાં અને આસ્માની રંગનાં કમળ વિંટલાયલાં છે તેથી આપણે જાણે પરીના બાગમાં આવી ચડ્યા હોઇયે એમ લાગેછે.

**२ जो नागरीक.**— અગર બત્તિયો સળગાવવામાં આવેછે તેનો સુગંધીમય ધૂપ આકાશમાં ગોટા વળતો ચઢીને તેને ને પૃથ્વીને સાંકળી લેછે. દીવાનો ઝગઝગાટ સર્વ ઠેકાણે થઈ રહ્યો છે. રમણીય સુંદરિયો ગુલાબદાની અને અત્તરદાનિયોવતે ગુલાબજળ અને અત્તર આનંદી લોકોના ઉપર છાંટેછે.

**५ मो नागरीक.**—જો, જો, પણે પેલા પાણીદાર ઘોડા ઉપર રાજકુમારો બિરાજમાન થયા છે, તેઓનો વેગ જાણે મનુષ્યના મન કરતાં અને પવન કરતાં પણ વધારે હોય એવો દીશી આવેછે. પેલા વિચિત્ર રંગના હાથિયો ચંચળાઈથી ચાલતા જણાયછે તેમના ઉપર દબદબા ભરેલી અંબાડિયો આવી રહી છે, તેમાં જૂદા જૂદા દેશના રાજા બિરાજમાન થયેલા છે. તેઓ કેવા મદ ભરેલા જણાયછે ! એક વાર તેઓ રમતમાં પોતપોતાની સુંઢો ઉંચી કરેછે નીચી કરેછે, અને વીંટાળી દેછે, બીજી વાર વળી પોતપોતાના સોને રૂપે મઢેલા દંતુસ બીજા હાથિયોને મારતા જણાયછે.

**१ लो नागरीक.** જુવો પેલા ઘોડાને કુશળ સારથિયો કેવા કબજામાં રાખેછે; અહો, રાજવંશિયોને તેઓ વીજળીના વેગથી લઇ જતા જણાયછે. હવે સર્વે પાસે આવી પોહોંચ્યા છે.

**प्रतीहारी.**— ( માગધેય રાજાના દરબારમાં આવીને. )

અવલોકિયે મહારાજાધિરાજ, પ્રણામ; મહારાજ અયોધ્યાના અધિરાજા અને બીજા દેશના રાજા નગરમાં પધાર્યા છે. કેટલાએક તો આપણા મેહેલના દરવાજા સુધી આવી પોહોંચ્યા છે.

માગધેય.— અહો પ્રધાનો અને કારભારિયો, ચાલો મારી સાથે આપણે સત્વર જઇને આપણા મેહેમાનોને મળિયે. (તેઓ જઇને મળેછે.)

અહો ક્ષત્રીય કુળના દીપક અને ભરતખંડના રાજા! તમે સર્વે ભલે પધાર્યા. તમને સર્વેને મારા પ્રણામ છે; સર્વે ચાલો સ્વયંવરમંડપમાં પધારો.

राजा.— અહો માગધેય! અમને સંધિવિગ્રહનું જે કાંઈ કાર્ય ફરમાવશો તે ઘણી ખુશીની સાથે અમે બજાવીશું (સર્વે સ્વયંવરમંડપમાં બિરાજેછે.)

## प्रवेश २ जो.

### स्थल, स्वयंवरमंडप.

प्रतीहारी. (काव्य अथवा रोलाछंद)

તારામતીનો જુવો, સ્વયંવરમંડપ કેવો!
પ્રકટ કર્યો પળ માંહ, વિશ્વકર્માએ એવો.
અગણિત કોરી સિંહ તેહના સ્તંભજ કરિયા.
આચ્છાદનને ઘુમટ હેમના તેપર ધરિયા.
અતિ સુંદર આ જુવો કોરણી કેવી કીધી,
પુરાણકેરી કથા ચિત્રમાં કોરી દીધી.
નાનાવિધનાં પુષ્પતણી બહુ ભાતો પાડી,
રંગિન બેરંગીન, જાળિયો ગુંથી ધાડી.
વચમાં ને ચોપાસ, ચળકતા દીપક શોભે,
સોનારૂપાતણી સાંકળે લટકી ઓપે.
વિવિધ ભાત ને રંગ, શોભતા જેમાં ભારી,
મિનાકારી ચોરશી, ધરણીપર ઢાળી સારી.
મધ્ય ભાગનીમાંહ્ ઓપતું આસન ભારે,
કુંવરી કાજે કીધ, ન્યૂન જેમાં ન લગારે.

મહારાજ રૂપવાન, બિરાજ્યા આસન ખાસે,
નોતરના સૌ રાય, શોભતા ચારે પાસે.
વૃદ્ધ કેટલા ખરા, કેટલા ગબરૂ જેવા,
શૂરવીર સમ સર્વ, આંખમાં ઉતરે એવા.
ધનુષ્યબાણ છે હાથ, ખભે ભાથો શોભેછે,
કમરવિષે તરવાર બહુ તેજે ઓપેછે.
શૂરવીર રખવાળ જોઇ ધરતીના આજે,
મન રાજી બહુ થાય, નિહાળી, કેવા રાજે !
રણમાં કદિ જે તણી, પીઠ શત્રુ નવ દેખે,
મરણ એજ આનંદ, હૃદયમાં પોતે પેખે.
કોઇ શોભતા બહુ, કોઇ ભારેખમ એમાં,
સજ્યો સરસ શણગાર, દબદબો ભારે જેમાં.
મસ્તકપરના મુકુટ જુવો કેવા આ જે છે,
હીરા, લીલમ, લાલ, માંહ્ ઉત્તમ રાજેછે.
ગળેબંધ, વીંટિયો, વળી કરકંકન, કલ્લાં,
એ પણ રાજે એમ, નંગ જેમાં છે ભલ્લાં.
મોતીકેરા હાર સજ્યા છે બહુ શોભંતા,
આડા અવળા સરી, સરસ રાજે ઓપંતા.
આ કાચાલયમાંહ્ આરસાની બહુ હારો,
તેમાં સૌ શણગાર, નજર આવેછ હજારો.
જુવો સર્વ આ રાય સ્તબ્ધ બનિયાછે જેવા,
લક્ષવાન દેખાય, ચિત્રમાં ચિતર્યા એવા.
અચરજ એમાં કશું ! બહુ આતુરતા આજે,
કોને પોતા કાજ કોઇને સુત ભાઇ કાજે.
ભળશે કોનાં ભાગ્ય, વાત એ ભવિષ્ય જાણે,
બીજા મન હરખાઈ, ભલે મન આશા આણે.

અહો, પણે દરબારના જોશી મહારાજ આવ્યા દેખાયછે ! ખરે એ તો એજ, સર્વને નમન કરતા જણાયછે. મુહૂર્ત્ત હવે પાસે આવતું જાયછે; પરિણામ જણાવાને હવે વધારે વાર નથી. શાન્તિ, શાન્તિ શાન્તિ, ચંદ્રવંશી મહારાજ ઘણી ખમા.

**मागधेय.**—પ્રધાનશ્રેષ્ઠ ! આ સ્વયંવરમંડપમાં સર્વે રાજા

આવીને બિરાજમાન થયાછે, માટે તારામતીને મેહેલ દાસી મોકલી ને કાહાવો કે તૈયાર થઇને વેહેલી આવે.

**श्रेष्ठप्रधान.**—બહુ સારૂં મહારાજ, આપની આજ્ઞા પ્રમાણે સત્વર કરૂંછું (તારામતીની એક સહચરીને) અહો બાઈ! એક નાજુક મેનાના કરતાં જેની સાધારણ બોલવાની છટા તને વધારે મધુરતા ભરેલી લાગેછે એવી રાજકુમારીને જઇને કેહે કે તમને રાજા ઉતાવળાં બોલાવેછે.

**दासी.**— આ હું ચાલી ( એમ કહી જાયછે. )

## प्रवेश ३ जो.

### स्थळ, तारामतीनो મધ્યખંડ.

### તારામતી અને તેનો સાથ.

**दासी.**—(પ્રવેશ કરીને) પ્રિય તારામતી, સ્વયંવરમંડપમાં સર્વે રાજા બિરાજ્યા છે માટે હવે આપ ઉતાવળાં ત્યાં ચાલો તો બહુ સારૂં. મહારાજે મને તેડવા મોકલી છે, અને કાહાવ્યું છે કે, તમારા દબદબા ભરેલા સાથ સહિત તમે મોતિયે ભરેલો ચંદરવો ધરાવીને આવજો, અને હાથમાં ચંપાનો હાર લેતાં આવજો, કેમકે તેનો તમારે ખપ પડશે.

**तारामती.**—આ વિષેની મને મારા સાથે અને મારાં વાહાલાંએ સૂચના આપીને મને શણગારવામાં બહુ મેહેનત લીધી છે. તેથી મુહૂર્ત્ત વીતી જાય નહિ એટલા માટે હું કયારની તૈયાર થઇ રહીછું. હું મારા પિતાની આજ્ઞા બહુ આનંદથી માથે ચડાવુંછું. ચાલો ત્યારે હવે આપણ સર્વે જઇયે. (દબદબા ભરેલા સાથ સહિત જાયછે.)

---

## प्रवेश ४ थो.

### स्थळ, स्वयंवरमंडप.

**तारामती.**—( પોતાના પિતાને નમન કરીને )

અહો પ્રતાપવાન પિતા, તમે જે આટલી બધી સંભાળ રા-

ખતા આવ્યા છો, અને મારા ઉપર આવડી બધી માયા બતાવોછો એવા તમને હું નમન કરૂંછું. મારા માનવંતા પિતા! મને શી આજ્ઞા છે?

**मागधेय.**—પ્રિય પુત્રી, આજે તારો સ્વયંવર છે અને એટલા માટે આ બધા તારા જોવામાં આવેછે તે રાજા અહિ પધારયા છે. મારી વાહાલી પુત્રી! એ સર્વમાંથી તને ગમે તે વર પરખી કાહાડવાની છૂટ તને પોતાને છે, માટે તારી મરજી જેના ઉપર રૂચતી હોય તેવો વર શોધી કાહાડ અને આ વરમાળ જે તારી કોમળ અને રંગીન નખની આંગળિયો ઉપર સાહી રહીછે તે તેની કોટમાં આરોપ્ય.

**तारामती.**—જેની માયાનો ઘટિત બદલો મારાથી વાળી શકાવાનો નથી એવા મારા વાહાલા પિતા! તમારી સૂચના હું માથે ચડાવુંછું (ગોળ ફરીને ચોગરદમ બેઠેલા રાજાઓને નિરખીને જુવેછે, અને પોતાના સાથ માહેની મુખ્ય સહચરીને કેહેછે.) અહો મારી કહ્યાગરી સહચરી! મારા પિતાએ જે કહ્યું તે તારા સાંભળવામાં આવ્યું માટે મને મારા સોંપેલા કામમાં તું તારો આશ્રય આપ્ય. આ સર્વ રાજાઓમાંથી અકેકાનું નામ, ઠામ અને તેના ગુણદોષ વિષેનું વૃત્તાન્ત કેહે. આ ઝંખવી દેતા મુકુટોના તેજે કરીને હું ઝંખવાઇ જાઊછું. અને હું એકાન્તમાં આજ લગી વશેલીછું તેથી આટલાં બધાં માણસોમાં અને તેમાં વળી રાજા સરખાની હઝુરમાં એકાએક દેખા દેતાં ગભરાઇ જાઊછું.

**मुख्य सहचरी.**—રાજકુમારી! આજના શુભ અવસરમાં તારૂં પોતાનું સુખ તારા પોતાનાજ હાથમાં સોંપેલું છે, માટે તું શાન્ત થા અને ધિરજ ધર; તારા વિચાર અને ઇચ્છાની સામે થવાને કોઇ શક્તિવાન્ નથી. આપણી સાથે રમતમાં ભળનારાં હરિણ અને મૃગલાં કેવાં આનંદી અને નમ્ર હોયછે તે તું સારી પેઠે જાણેછે માટે આ પ્રસંગે તારે તેઓની રેહેણી પકડવાની છે. હું તારી મુખ્ય સહચરી છું તે લેખે આજે જે કામ કરવાનું મારે શિર છે તે કરવાને હું તારી સાથે, આ ગોલાકાર હારબંધ બેઠેલા રાજા ભણી લઈ ચાલુંછું અને તારે જે જે વાત જાણવાની હોય તે તે વાત તને નિવેદન કરૂંછું. (તારામતીને લઇને ફરતાં)

**તારામતી** ( આંગળી કરીને ) આ કોણ ?

**મુખ્ય સહચરી** મોહનીરૂપ કુમારિકા ! સાંભળ, તારી સામે બેઠેલો છે એ કાશીનો રાજા વિશ્વકર્મા કરીને છે; વેદાન્ત જ્ઞાનમાં એ ધુરંધર છે. એની પાસે બેઠા છે તે કૌંપલીના ઠાકુર છે, એમનું નામ સંપર્ણુ છે, એમની કીર્ત્તિને કશો ડાઘ લાગ્યો નથી, એમની ઉદારતા બોહોળી છે. પણે બેઠા છે તે કયધીરણુ છે, એ મગધ દેશ ઉપર રાજ્ય ચલાવેછે, અને શૂરવીરપણામાં દેવની સમાન છે. રાજકુમારી ! જો વળી, પણે બીજો છે તેનું નામ આર્યવજીરન છે, એ સિન્ધુ દેશનો ધાર્મિક રાજા છે, એની પછવાડે બેઠા છે તે બંગાળાના રાજા કંપીરા કરીને છે, એમની બોલવાની કુશલતા બહુ વખણાયછે અને એ સદા આનંદમાં રેહેછે. એમની પાસે બેઠેલાછે તે મદુરાના તામિલ રાજા છે એમનું નામ પંડયા કરીને છે, એ વિસ્તીર્ણુ ધરતીના ધણી છે; અને શાસ્ત્ર તથા વિદ્યાના પોષક છે. હવે આ તારી દૂર્વેધક દૃષ્ટિએ પડેછે તે દેવના સરખી કાન્તિના અયોધ્યાના યુવાન મહારાજ હરિશ્ચંદ્ર છે, અહો રાજપુત્રી, એમનામાં સર્વ સદ્‌ગુણોએ અચળ સ્થાન કરયું છે.

**તારામતી**.— અહો મારી પ્રિય સહચરી, જરા થોભ. જેની સાથે મારૂં લગ્ન થાય તો બહુ સારૂં એવું મારા માનવંતા પિતા ઇચ્છેછે એજ આ હરિશ્ચંદ્ર ? યાત્રાળુ બ્રાહ્મણો જેના ગુણનું કથન કરી ગયા એજ આ સૂર્યવંશી મહારાજ ! અહો મયૂરછટાધર સહચરી ! એમના વિષે તું જરા મને વિશેષ નિવેદન કર.

**મુખ્ય સહચરી**.— રાજકુમારી, નિઃસંશય એજ હરિશ્ચંદ્ર. ઘણા પક્ષિયોમાંથી જેમ હંસ એકાએક નજરે આવી જાયછે. બીજા પ્રાણિયોમાં જેમ સિંહનો પ્રતાપ પડેછે; તેમ મનુષ્યોમાં ત્રિશંકુસુત છે. સૂર્યવંશનો સર્વોત્કૃષ્ટ શણગાર તે એજ છે. ન્યાય અને સત્યતાનો નિવાસ એમનાજ હૃદયમાં થએલો છે. કદાપિને મહાપ્રદીપ્ત અગ્નિ થંડોગાર થઇ જાય; કદાપિને બરફના ડુંગરામાંથી વેહેતો સ્વચ્છ અને થંડોગાર ઝરો ઉન્હો ખખલતો થઇ જાય, અરે, કદાપિને પર્વતરાજ મેરૂ અચલ છે તે ચલે અને ડગમગી જાય; દિવસનો દેવ—સૂર્ય પશ્ચિમમાં ઉગે અને પૂર્વમાં અસ્ત થાય; પણ જેમનો સત્યતારૂપી દેહ છે એવા હરિશ્ચંદ્ર, સ્વપ્નમાં પણ કોઇ કાલે અસત્ય બોલે નહિ. રાજકુમારી !

ભરત ખંડના એજ મહારાજાધિરાજ છે. એમની સુંદરતા તેં હવે જોઇ, તો હવે વાટ શું જુવેછે? હરિશ્ચંદ્ર તે એજ છે એમાં કાંઇ સંશય નથી.

**તારામતી**—અહો સહચરી! તારો ઉપકાર મારા ઉપર ઘણો થયો. મેં મારો નિશ્ચય ઘણા દિવસથી કરી મેલ્યો છે. મારો મનનો માનીતો સ્વામી તે હરિશ્ચંદ્ર થશે. મારી ઇચ્છાની સાથે મારા પિતાનો વિચાર મળતો આવ્યો છે. સાંભળ, એમને હું મારા પતિ કરી સ્થાપુંછું. સર્વેશ્વર શિવ, મને સહાય થાઓ.

**મુખ્ય સહચરી.**—તથાસ્તુ, પ્રિયવત્સે.

**તારામતી.**—(પાસે જઇને વરમાળ તેને ગળે આરોપવા જાયછે.)

**हरिश्चंद्र.**—(એકાએક ચમકીને, અને મહાઆવેશમાં આવીને)

સબુર, રાજકુમારી! સબુર,—ભરતખંડના રાજા! અરે આ તે કેવો પ્રપંચ! આ કેવું આશ્ચર્યકારક, કેવું ભ્રાન્તિજનક છે! અરે તારામતીની કોટમાં પ્રકાશમાન માંગલ્ય ચકચકેછે તે તમે જોતા નથી? જુવો આ કનમાપુરીના રાજાની કન્યા જોઇ ના હોય તો! સૂર્યવંશ કે ચંદ્રવંશની એવી રીતિ છે કે કન્યાને એક વાર પરણાવ્યા પછી ફરીને તેનો સ્વયંવર કરવા દેવો જોઇયે! અરે આપણને નોતરનાર રાજામાં આવી ખંદાઇ હશે, અથવા આ રાજકન્યા, આવી કપટની ભરેલી હશે એ વાત કોના ખ્યાલમાં આવે? અરે પરમેશ્વર! આ કેવું પાપનું કામ છે! આ કેવો દુરાચાર!

**તારામતી.**—(સર્વે સાંભળીને મૂર્છા ખાઇ પડેછે, તેને તેની સહચરિયો હાથમાં ઝીલી રાખેછે--સભામંડપમાં હાહાકાર થઈ જાયછે—સર્વે રાજા હરિશ્ચંદ્રના ઉપર કોપાયમાન થયેલા દેખાયછે.)

**केकयराजा.**—શૂર હરિશ્ચંદ્ર! આવા પ્રકારનાં વચન તમારા મ્હોમાંથી નીકળવાં છાજતાં નથી. વાંધો ઉઠાવવાનું કારણ અમારા જોવામાં આવતું નથી; અમે રાજકુમારીનો કે તેના પ્રતાપવાન્ પિતાનો દોષ કાહાડતા નથી. ઠગાઇનું કાંઇ પણ ચિન્હ અમારા જોવામાં આવતું નથી. પણ આપની ચાલ તો ખરેખાત બહુજ નવાઈ જેવી છે. આપના સરખું ઊંચ પદવિનું એક માણુસ નિષ્કલંક કીર્ત્તિવાન્ એક રાજકુમારી જેની સદ્દગુણની બરાબરી કોઇ કરી શકે નહિ એવીને વાણીથી કે ક્રિયાથી અપમા-

ન પોહોંચાડે એ શું યોગ્ય કેહેવાય? પુરૂષો છે તે સ્ત્રિયોના રક્ષક છે એ વાત શું આપ ભૂલી ગયાછો? ચાલો ખુલાસો કરી દ્યો. માંગલ્ય ક્યાં છે તે બતાવો. બોલો, ઝટ કરો. અહો શૂરવીર રાજવંશિયો, જુવોછો શું? ચડાવો તમારાં ધનુષ્ય! ખેંચો તમારી તરવારો!

**मगधनो राजा.**—સબુર! સબુર! રાજાઓ! હરિશ્ચંદ્રનો ધિઃકાર કરવામાં એટલા બધા ઉતાવળા થાઓ નહિ, કેમકે,—

( मालिनी. )

ગગન લગી ગયેલી, અગ્નિની જ્વાળ ભારી,
ઝટ નીકળી જવાને છે ઘણી સે'લી સારી.
ગહન 'દધિ ઘણો છે માપવો સેલ એ તો,
પણ મન વનિતાનું જાણવું ભારી તે તો.

( दुहो )

વશી વનિતાના હૃદયમાં, દુષ્ટ વાસના જેહ;
જનશક્તિની હેઠ છે, જાણી લેવી તેહ.

માટે હરિશ્ચંદ્રને માથે દોષ મૂકવો મને ઠીક લાગતો નથી; તેમજ રાજકુમારી તારામતીને માથે પણ હું આળ મૂકતો નથી: મને લાગેછે કે એ રાજકુમારીનો, અથવા એના પિતાનો કે હરિશ્ચંદ્રનો કોઇનો પણ વાંક નહિ હોય. કોઇ પ્રતિસ્પર્ધી રાજા, અથવા દેવ, કે દૈત્યોએ કાંઈ ઘાટ ઘડ્યો હોય તેથી કદાપિ આપણે અંજાઇ ગયા હોઇયે, માટે ગમે તે એક નિશ્ચય કરતા પેહેલાં આપણે ચોકશી કરવી જોઇયે.

**मागधेय.**—(હરિશ્ચંદ્રને) હરિશ્ચંદ્ર, આપને કેહેવાને મને ખેદ ઉપજેછે કે, આપે હવણાં જે ચાલ ચલાવી છે તે આપની નિત્યની નમ્રતા અને દયાને અણુછાજતી છે. આપનો સમભાવ જે માત્ર થોડી વારને માટે પલટાઈ ગયો છે તેમાં મારો કે મારી કુમારીનો વાંક નથી. એનો ભેદ હું ભાગુંછું તે સાંભળો! આપના જાણુવામાં કદાપિને આવ્યું હશે કે ઘણા દિવસ સુધી હું છોકરાં વિનાનો રહ્યો એટલે શિવની અતિશય આરાધના કરી, ત્યારે મને તારામતીની પ્રાપ્તિ થઇછે. શિવે આ કુમારીની મારા ઉપર કૃપા કરતી વેળાએ કહ્યું કે એ સર્વે સદ્ગુણની ભરેલી થશે માટે

એના જેવો સદ્ગુણસંપન્ન રાજકુમાર જોઇને તેને વેરે એનું લગ્ન કરજે. પણ આંધળો માણસ-પોતાના મનોવિકારનો દાસ—પાપનો કીડો-બીજા માણસની પરીક્ષા શી રીતે કરી શકે? સદ્ગુણી કોણ છે અને કોણ નથી એ મારા જાણવામાં શી રીતે આવે? મહાદેવના કળવામાં આ વાત આવી ગઈ, અને તેમણે એમ કરયું કે તારામતી કુમારીના કોટનું માંગલ્ય તેના પોતાના જોવામાં આવે નહિ, મારા જોવામાં આવે નહિ, અને બીજું કોઈ પણ જોઇ શકે નહિ, પણ જે પુરૂષ પોતાની નિર્દોષ ચાલથી એનો સ્વામી થવાને યોગ્ય હોય તેનાજ જોવામાં માત્ર આવે. શિવનો પ્રસાદ પામેલા આપ આપની મેળેજ જણાઈ આવ્યા. આ કુમારી તમને અગાઉથી દેવામાં આવેલીજ છે, પ્રારબ્ધે એની મેળેજ ચોકસ કરી મૂકયું છે.

જે માંગલ્ય જોઇને આપને ક્રોધ ઉપજ્યો છે તે આ મંડળી માંહેથી કોઈના જોવામાં આવેછે કે નહિ તેનો તપાસ કરીને તમારી ખાતરી કરી લ્યો; પૂછો કે એ માંગલ્યનું સ્વર્ગી તેજ આપનાવિના બીજા કોઇની આંખને ચલકાટ આપેછે?

**सर्वे राजा**—( એકસ્વરે ) અહો, આ તો આશ્ચર્યની વાત! એ માંગલ્ય તો અમારામાંથી કોઇના પણ જોવામાં આવતું નથી.

**केकय राजा**.—રાજા હરિશ્ચંદ્ર! તમારા એકલાના જોવામાં જે માંગલ્ય આવેછે તે અમારા જોવામાં આવતું નથી માટે માગધેય કહેછે તે વાત સાચી છે. એ કરતાં વધારે પૂરાવાની તમને ગરજ પડશે નહિ, તેમ છતાં આ અતિ સદ્ગુણી કુમારિકાનું અપમાન તમે કર્યા કરશો તો ખચિત તમારૂં પાપ તમને ખાશે. એ કુમારિકાના નિરપરાધીપણા વિષે અમારી સંપૂર્ણ ખાતરી થઇ ચૂકી, અરે એટલુંજ નહિ પણ એ કુમારિકાને તો અમે પવિત્રપણાની દેવી તરીકે માન આપિયે છિયે. ખરેખાત એ એક બીજી અરૂન્ધતિ છે.

**आकाशवाणी**.—અહો, ત્રિશંકુપુત્ર! હરિશ્ચંદ્ર! હું સદ્ગુણની દેવી તને કહુંછું તે તું સાંભળ.

"માગધેય રાજાની પુત્રી તારામતી પવિત્રતા અને સદ્ગુણની ભરેલી કુમારિકા છે, એની ચાલચલકત ઠપકાને પાત્ર નથી. એની સાથે તું લગ્ન કર!"

**तारामती.**—( મૂર્છામાંથી સાવધાન થઇ, અને તેની સહચરિ-ઓએ આસના વાસના કરી એટલે. )

અયોધ્યાના કુમાર! અહો મહારાજ! જેનું પ્રથમ નામ શ્રવણ થતાંજ મારા વિચાર ઊથલ પાથલ થઇ ગયા અને મારા હ્દયમાં આપના વિષેનો પ્રેમ પ્રકટ થયો એવા આપ છો તે કૃપા કરીને મારી વાત સાંભળો.

જો એ વાત ખરી હોય કે જે મારો સ્વામી થવાને સૃજ્યો હોય તેજ મારી કોટનું માંગલ્ય જોઇ શકે, અને મારો આપના પ્રત્યે પ્રેમ મારા ઇષ્ટદેવ શિવની ઇચ્છાથીજ મારા હ્દયમાં પ્રકટ થયો હોય તો આ વરમાળ મારા હાથમાં ગતિવિનાની રહેલી છે તે મારા પ્રયાસવિના એની મેળેજ આપની કોટમાં આરોપિત થાઓ.

**ब्राह्मणो, ऋषियो अने वेदिया—सर्वे.**

હા એમજ થાઓ! સર્વ સંકટ દૂર થાય એટલા માટે અમે પરમેશ્વરની પ્રાર્થના કરિયે છિયે.

**सर्वराजा.**—અહો સદ્ગુણની ભરેલી રાજકુમારી! તારો ઠ. રાવ-યોગ્ય છે, ડરીશ નહિ; દેવ તારી પ્રતિષ્ઠાનું રક્ષણ કરશે.

**तारामती.**—( શિવની પ્રાર્થના કરીને ) અહો મધુર ચંપકના ફૂલની માળા! તું જો કે અચેતન છે તો દુખિયારી સ્ત્રીના ખેદ-નો નિઃશ્વાસ તને શું સચેતન નહિ કરે! કરશેજ. અહો વર-માળ! હું તારા ઉપર વિશ્વાસ રાખીને બેસુંછું-હું તને વિનવુંછું, કે જો હું પવિત્ર હોઊં અને મારી ચાલચલકત નિષ્કલંક હોય તો ત્યારે શું ઓ માળા! તું મારા આ અયોગ્ય હાથમાંથી ઉછળીને ત્રિશંકુના પુત્રની કોટમાં આરોપિત નહિ થાય? ( વરમાળ તેના હાથમાંથી ઉછળી જાયછે અને હરિશ્ચંદ્રની કોટમાં જઇને પડેછે. )

**हरिश्चंद्र.**—રાજકુમારી! હું તારી પાસે ક્ષમા માગુંછું. હું સંપૂર્ણ રીતે ખોટો ઠરી ચૂકયો, અને હું માન્ય કરૂંછું કે યો-ગ્ય કારણવિના મેં તને અપમાન પોહોંચાડયું છે. રાજા માગ-ધેય! આપ પણ મને ક્ષમા કરો, અરે મારા જેવી ઉછાંછલી ચાલ કોઇ પણ માણસે ચલાવી નહિ હોય. અહો દેવ! ભૂલ ખાઇજનાર મનુષ્ય પ્રાણીનો દોષ તમે જતો કરો.

**तारामती.**—મહારાજ! દાસીને ક્ષમા કરવાનું રેહેતું નથી.

**मागधेय.**--હરિશ્ચંદ્ર! આપે જાણીજોઇને આવી ચાલ ચલાવી છે એવો આપનો વાંક કોણ કાહાડેછે? એ વાત જતી મૂકીને હવે આપણે હળીમળીને આનંદી થઇયે. મારી કુમારી હવે આપની સ્રી થઈ, અને હવે આપણે સર્વે લગ્નનો વિધિ ચલાવિયે. (પોતાના પ્રધાનને) પ્રધાન! આપણી ચિંતા હવે દૂર થઈ, કેમકે ખોટું થવાનું હતું તે થઈ ચૂકયું, અને શિવનો ઠરાવ હવે પરિપૂર્ણ થઈ ચૂકયો, આપણી કુંવરી હવે નિત્યના કરતાં-સોનું જેમ કાટમાંથી સ્વચ્છ થાય તેમ-વધારે ચકચકી ઉઠેછે. ચાલો હવે આપણે વેદમાં લખ્યા પ્રમાણે સત્વર લગ્નનો વિધિ કરિયે.

**मुख्य प्रधान.**—અયોધ્યાના રાજવંશના ગુરૂ વસિષ્ઠ ઋષિ હરિશ્ચંદ્રની સાથે છે. એમની વિદ્યા અપાર છે એ વાત સર્વેને માન્ય છે, અને સપ્તઋષિયો માંહેલા એ એક છે તેથી મનુષ્યોમાં અને દેવમાં એમની પદવિ શ્રેષ્ઠ છે. માટે એમને પ્રાર્થના કરો કે લગનનો વિધિ કરાવે.

**मागधेय.**—બહુ સારૂં પ્રધાન! (વસિષ્ઠ ઋષિ બ્રાહ્મણોના મંડળમાં અગ્રેસર થઇ બેઠેલા હતા તેમને) અહો પવિત્ર ગુરૂ! ઋષિશ્રેષ્ઠ! હું આપને પ્રણામ કરૂંછું. મન વશ કરવામાં આપના જેવી જીત મેળવવાને કોણ સમર્થ છે? પ્રતિદિન આપ એકાન્તમાં સમાધિ ધરોછો તેની અતિશય વિકટ ભૂમિકામાં, આપની આજ્ઞાથી મનની પાપવાસના, જે સર્વે મનુષ્યોના દુઃખનું કારણ છે તે તેમની ઉપદ્રવી સત્તાનો ત્યાગ કરેછે અને સાજ્ઞ આત્મા પોતાના અજ્ઞાનબંધનથી અને તેના દોષવાન્ કોશથી મુક્ત થઇ પરમ જ્ઞાનનો સાનુરાગ દાસ થાયછે તેમજ સદાકાળ સુખાનંદપદ પામવાને યોગ્ય બનેછે. આ પ્રમાણે બ્રહ્મની સાથે ઐકયતા થયે પરમાનંદમાં મગ્ન રેહેવાથી આવા સંસારી વિધિઉપર આપને અભાવ હોય તેમ છતાં આપ અમારા ઉપર કૃપા કરવાને માટેજ આપનું ઉંચ પદ છોડીને અમારા ભેગા ભળોછો; તેથી હું આપની પ્રાર્થના કરૂંછું કે મારી પુત્રી તારામતી અને આપના શિષ્ય હરિશ્ચંદ્રના લગ્નનો વિધિ કરાવાને આચાર્ય થવાની કૃપા કરો.

**वसिष्ठ.**—રાજા માગધેય! હું આપની પ્રાર્થનાનો સ્વીકાર કરૂંછું; મને એથી બહુ આનંદ થાયછે. હરિશ્ચંદ્ર અને એમની સ્રી મૃત્યુ લોકનાં ઇંદ્ર અને ઇંદ્રાણી થાઓ.

**मागधेय.**—ચાલો પધારો ત્યારે આપણે સર્વે ચારીમંડપમાં જઇયે. ( સર્વે જાયછે. )

---

## प्रवेश ५ मो.

### स्थल, चारीमंडप.

**રાજા, ઋષિઓ, બ્રાહ્મણો, અને નોતરના બીજા સર્વે.**

**वसिष्ठ.**—(હરિશ્ચંદ્ર અને તારામતી એકજ આસન ઉપર બેઠાંછે તેમની પાસે બેશીને બીજા બ્રાહ્મણોને.)

બ્રાહ્મણો! પવિત્ર અગ્નિ સળગાવો, અને આ લગ્નવિધિમાં સાક્ષીભૂત રેહેવાને આહુતિયો આપીને અગ્નિ દેવતાનું આવાહન કરો. તમારામાંથી થોડાક ચાલતો વિધિ કરો અને બીજા બાકી રહ્યા તે વેદમંત્ર ભણો.

**ब्राह्मणो.**—આપની આજ્ઞા મસ્તક ચડાવિયે છિયે. ( સર્વ વિધિ પરિપૂર્ણ કરેછે. )

**वसिष्ठ.**—રાજા હરિશ્ચંદ્ર! આ તારામતી રાજકુમારીનો આપની સાથે હસ્તમેળાપ કરાવુંછું, એ હવે આપની અર્ધાંગના થઇ. આ સર્વે રાજાઓ, પવિત્ર પુરૂષો અને ઉપરના દેવતાઓની સમક્ષ આપ એને વર્યા. સૂર્ય અને ચંદ્ર પણ તમારા લગ્નના સાક્ષીભૂત છે. તમે બન્ને દીર્ઘાયુ થાઓ અને અબાધ સુખ ભોગવો, અને શિક્ષાશીલ છોકરાંનાં માતાપિતા થાઓ!

**सर्व मंडल.**—તથાસ્તુ! તથાસ્તુ! પરમેશ્વર એમનું રક્ષણ કરો.

**केटलाकराजा.**—હરિશ્ચંદ્ર! આ કુલીન રાજપુત્રીસાથે તમારૂં લગ્ન થયું તેથી તમારા જેવું ભાગ્યશાલી બીજું કોઇ નહિ. તમારી મનકામના સફળ થાઓ. સંધિવિગ્રહમાં અમે તમારા મિત્ર છિયે. રાજા માગધેય હવે અમને વાધવાની આજ્ઞા આપો.

**हरिश्चंद्र अने मागधेय.**—તમે અમારૂં આમંત્રણ માન્ય રાખી અત્રે પધારીને મંડપને શોભા આપવાની મહાન કૃપા કરી છે તેથી અમારા હૃદયમાં તમારા સર્વેના આભારનો ઉભરો આવેછે, તમે સર્વે વાતે પરિપૂર્ણ છો એટલે અમે તમારો બદલો શું આપીને વાળિયે? અમે સદા તમારી સેવામાં છિયે તેથી ગમે

તે વેળાએ તમે આજ્ઞા કરશો તે વેળાએ અમે હાજર છિયે. તમારો પ્રવાસ સુખશાન્તિથી પરિપૂર્ણ કરો. ( સર્વે રાજાઓ વિદાય થાયછે. )

**मागधेय.**—પ્રધાન ! અહિયાં પધારેલા છે તે સર્વેને મૂલ્યવાન તુષ્ટિદાન આપો અને બ્રાહ્મણોને ઘટિત રીતે ભોજન કરાવો.

**प्रधान.**—બહુ સારૂં મહારાજ.

**वसिष्ठ.**—હે કનમાપુરીના રાય ! આપની પુત્રી જ્યારથી પરણી ત્યારથી આપની આશા પરિપૂર્ણ થઈછે, હવે તમારા જમાઇને, તેની અર્ધાંગનાસહિત તેના રાજ્યમાં વાધવાને વિદાય કરવાનો આ યોગ્ય સમય છે.

**मागधेय.**—ખરી વાત, એમને હવે અયોધ્યે વિદાય કરિયે કે ત્યાં જઇને પોતાના રાજ્યની લગામ પાછી હાથમાં લે.

**तारामती.**—પિતા ! હું સર્વે વાતે તમારી ઓશિંગણ છું, તમારી પ્રેમયુક્ત સંભાળથી હું ઉછરીને આવડી મ્હોટી થઈ— તમારી કૃપા મારાથી કદિ વિસરાશે નહિ. આજે તમે મને અયોધ્યાના રાજપુત્ર વેરે પરણાવી તો હવે મારે નવે ઘેર વાધવાની મને આજ્ઞા આપો.

**हरिश्चंद्र.**—રાજા ! મને પણ આજ્ઞા આપો.

**मागधेय.**—પુત્રી ! હવે આપણને વિખુટાં પડવાનો સમય આવ્યો. હરિશ્ચંદ્ર હવે તારા પતિ છે, એમનામાં તારો સર્વે પ્રેમ આરોપિત કરજે. પુત્રી, તું ફરી મળવાને એમની સાથે વિદાય થઈ આવ.

રાજા હરિશ્ચંદ્ર ! તમારે પણ તમારા રાજ્યમાં જવું જોઇયે માટે હવે વાધો. ( જાયછે. )

( વચ્ચે કેટલોક સમય વીતી જાયછે. )

## अंक ५ मो.

### प्रवेश १ लो.

### स्थळ, हरिश्चंद्रनो मेहेल.

**तारामतीनी दासी.**—અહો મહારાજ ! રાણીસાહેબે ઘણી

પીડા સહન કરયા પુછી આ રાજ્યાસનના વારસ, એક રાજકુમાર-ને જન્મ આપ્યો છે. સૂર્યવંશ સદા સર્વોત્કૃષ્ટપણે વર્ત્તો.

**हरिश्चंद्र.**—સત્યકીર્ત્તિ! મેં શુભ વધામણી સાંભળી. હું હવે એક પુત્રનો પિતા થયો. અતિ આનંદદાયક વધામણી પ્રથમ આ દાસિયે મારા મુખ આગળ ખાધી છે, માટે એને વધામણીમાં અલંકાર અને સાડી આપો.

ખરે હવે હું બહુ સુખી થયો; કેમકે મારી પછવાડે મારા વંશનો છેડો આવવાનો હવે મટી ગયો. પ્રધાન! ગરીબ અને વૃદ્ધ લોકોને અન્નવસ્ત્ર આપો—અને લાગટ આઠ દિવસ સુધી બ્રાહ્મણોને અને ભિક્ષુકોને દાન આપો. આપણા સર્વ દેવતાઓનાં દેવાલયમાં પ્રાર્થના કરાવો, અને તપસ્વિયોને ભૂમિનાં અને ગાયનાં દાન આપો. એક હાથી સજાવીને આપણી આખી રાજધાનીમાં ફેરવો, અને એના ઉપર નોબત વગડાવો કે આપણી સર્વે રૈયતને વધામણી પોહોંચે.

**सत्यकीर्त्ति.**— આપની આજ્ઞા પ્રમાણે કરવાને આ હું સત્વર ચાલ્યો.

(તે જાય છે, અને કેટલીક દાસિયો, અંતઃપુરમાંથી રાજકુમારને લઇને આવેછે)

**दासियो.**— અતિ પ્રતાપવંત મહારાજ! આ આપનો રાજકુમાર. એના ઉપર પવિત્ર પાણીનો અભિષેક કરીને રેશમનાં વસ્ત્ર પેહેરાવ્યાં છે. સૂર્યવંશનો આ નવો રાજા નિરખો; આપ એને ખોળામાં લ્યો, અને એના મહાનપદને શોભે એવું એનું નામ પાડો.

**हरिश्चंद्र.**— (પુત્રનો સ્પર્શ કરીને) દાસિયો, તમે દરબારની પ્રાચીન રીત પ્રમાણે કરયુંછે તેથી તમને રાજી રાખવામાં આવશે. આ બાળકને જોઇને મને અતિશય આનંદ ઉપજેછે. દેવની કૃપાથી મને એની પ્રાપ્તિ થઇ છે. હું એનું નામ રોહિતાશ્વ પાડુંછું. દેવતા એનું રક્ષણ કરો.

**सर्वे दरबार माहेला लोको.**— રોહિતાશ્વ! રોહિતાશ્વ! રોહિતાશ્વ! એનો દીર્ઘાયુષ હો! એનું રાજ્ય દયાવાન હજો!

# हरिश्चंद्र नाटक.

## पात्र.

| | |
|---|---|
| इन्द्र ... ... ... ... ... | સ્વર્ગનો રાજા. |
| प्रतीहारी ... ... ... ... | કંચુકી. |
| वसिष्ठ.... ... ... ... ... | હરિશ્ચંદ્રના ગુરૂ. |
| विश्वामित्र ... ... ... ... | રાજર્ષિ. |
| नारद... ... ... ... ... | એક મુનિ. |
| हरिश्चंद्र. ... ... ... ... | અયોધ્યાનો રાજા. |
| सत्यकीर्त्ति ... ... ... ... | તેનો પ્રધાન. |
| तारामती ... ... ... ... | તેની રાણી. |
| रोहिताश्व ... ... ... ... | તેનો કુમાર. |
| सिद्ध तथा सार्ली.... ... ... | વિશ્વામિત્રના શિષ્ય. |
| नक्षत्र... ... ... ... ... | તેનો દાસ. |
| अग्निसेन. ... ... ... ... | કાશીનો એક બ્રાહ્મણ. |
| कालिकानंदी... ... ... ... | તેની સ્ત્રી. |
| कालसेन. ... ... ... ... | કાશિના સ્મશાનનો અધિપતિ. |
| काळमुखी ... ... ... ... | તેની સ્ત્રી. |
| शेष, कूप, सुप. ... ... ... | બ્રાહ્મણના છોકરા. |
| शिव ... ... ... ... ... | મહાદેવ. |

કાશિરાજા, તેનો પ્રધાન, તેનો નાયક, તેના ચોકીવાળા, સેનાપતિ, કારભારિયો, વનવાસિયો, યોગિયો, ખેડુતો, ક્ષેત્રપતિયો, નાગરિકો, શિકારિયો, પ્રાણિયો, અપ્સરા, દૂત, રાની ભૂંડ, ભૂત, ઇત્યાદિ.

# हरिश्चंद्र नाटक.



## अंक १ लो.

### प्रवेश १ लो.

**स्थळ, स्वर्गमां इन्द्रनुं महालय.**

**प्रतीहारी.**—(ઇન્દ્રને સાથ સહિત આવતો જોઇને)

गीति.

જય! જય! જય! સુરરાજા, અમર તને શું ઘણીખમા કહિયે;
પ્રૌઢ પ્રતાપજવાળા, સુરની સભાપર કૃપાનજર કરિયે. ૧

(ઇન્દ્ર, અગ્નિ, વરૂણ, વાયુ, યમ, નારદ ઈત્યાદિ પ્રવેશ કરેછે. સર્વે ઉભા થાયછે ને પછી પોતપોતાને આસને બેસેછે.)

**अप्सरा सर्वे साथे.**— (गीति.)

અતિશય શોભિત અંગે, મણિમય સુમુકુટ રહ્યો ઝળકી માથે;
હ્દય ઉપર ચિન્તામણિ, સરસ સજ્યા બાજુબંધ બે હાથે. ૨
રાજ્ય ચલાવી રૂડું, નીતિ દયાથી પ્રજા રીઝવી જ્યારે;
સો અશ્વમેધ કીધા, ઇન્દ્રાસન પામિયા અહિ ત્યારે. ૩
વજ્ર ધરે આયુધ તું, પર્વતકેરા કરે ચૂરા જેહ;
નભમાં મચ્છ તણાયછ, તારૂં જબરૂં ધનુષ્ય છે તેહ. ૪
અગ્નિ, વરૂણને વાયુ, યમ સરખા છે સભાવિષે તારી;
ગાન્ધર્વજ ગાનારા, નારદ ગંમત કરે વીણાધારી. ૫
સુન્દરતાની જેમાં, સુન્દરતા અતિ ઘણી બિરાજેછે;
એવી જેની રાણી, ઇન્દ્રતણી તે અતિશય રાજેછે. ૬
ઐરાવત છે હાથી, છટા ભરેલી લટક થકી ચાલે;
બરફતણી ઉજ્વળતા એવો હય થનથનાટ કરી હાલે. ૭
સર્વ બ્રહ્માંડ વિષે, જેની અછત તે તણી છત છે જેને;
એવા સુરપતિ આ છે, પોચી શકે કયમ કરી જન કો એને. ૮

નંદન વન ઇન્દ્રતણું, નવપલ્લવ ફૂલફલ થકી બહુ બે'કે;
આંબા વણ એમાં કઇ, વનસ્પતિ બાકી તો નથી એકે. ૯
રંભા, ઉર્વશી ને વળી, તિલોત્તમા, મેનકા સહિત બીજી
રસિક નાયિકા ન મળે, એ સહુ જેવી રસબસમાં ભીજી. ૧૦
મોહક પાશે નાંખી, યતિ ઋષિ યોગીતણા નિયમ તોડે;
સુરપતિને રીઝાવા, નૃતગાયન અપ્સરા કરે કોડે. ૧૧
દુન્દુભી નાદ અને વળી શંખ તથા શૃંગનાદ તો ભારે;
શુણી નાગ ન દેખા દે, અહિને ત્રાસ અતિશય દઇ ડારે. ૧૨

**इन्द्र.**—અહો સુરલોક, તમે આપણા શત્રુ અસુરોની કનડમાંથી હવે મુક્ત થયા? લડાઇ હવે બંધ થઇ?

**देव.**—જ્યારથી કુમાર જયન્તે એક ત્રાસજનક સેના લઇને છેલી લડાઇમાં અસુરોને અસ્તવ્યસ્ત કરી નાંખ્યા છે ત્યારથી તેમણે ફરીને કદિ પાછી દેખા દીધી નથી. હવે આ સ્વર્ગમાં અમે નિર્વિઘ્ન સુખ ભોગવિયે છિયે. અને ઓ ઈન્દ્ર! આપ સરખા અમારે માથે મહારાજાધિરાજ અને રક્ષણહાર છો તો પછી અમને કનડવાને કોની હિંમત ચાલી શકે?

**इन्द्र.**—શિવજીની કૃપાથી આપણો જય વર્ત્તેછે માટે તે કૃપાળુની આપણે પ્રાર્થના કરિયે.

**सर्वे साथे.**—(ચોપાયા અથવા મરેઠી ચાલની સાખી.)
દેવ અને દાનવની વચ્ચે લડાઇ જામે જ્યારે,
અમપર કરી તું દીલ દયાનું સહાય આપે ત્યારે;
માટે માની ઇષ્ટ અમારો ગવાય ગુણ આ તારા,
અમે અતિ આશીગણ તારા, પુરજે કોડ અમારા. ૧
ભોળો તું તે માટે તુજને ભોળાનાથ કહેછે,
તારે શરણે આવે તેપર રીઝી રાજી રે'છે;
તમો ગુણ ઈશ્વર તું પોતે સૃષ્ટિને સંહારે,
પણ પાછી ઉપજાવીને તું દયા દીલમાં ધારે. ૨
ત્રણ આંખ્યો છે તારે તેનો મહિમા છે બહુ ભારે,
વર્ત્તમાનને ભૂત વળી તું ભવિષ્ય તો દેખાડે;
અર્ધાંગે ઉમયાજી જેને જગતતણી જે માતા,
રહો રાજી દંપતી અમપર તો અમે યશાળા માતા. ૩

**प्रतिहारी.**—ઋષિ વસિષ્ઠની પધરામણી ઉપર દૃષ્ટિ કરિયે મહારાજ!

(કેટલાક ઋષિઓ અને વસિષ્ઠ પ્રવેશ કરેછે.)

**इन्द्र.**—પવિત્ર ઋષિ! વિદ્વાન્ વસિષ્ઠ! આપના પધારવાથી મને બહુ શોભા મળી છે. આપનો ઉપદેશ અને સલાહ મને નિરંતર મળ્યા કરો! આપની કૃપા મારા ઉપર સદા ચાલતી રેહો!

[ વિશ્વામિત્ર બહુ ઊતાવળા પ્રવેશ કરેછે. ]

**वसिष्ठ.**—ઇન્દ્ર! તું સદા સુખી રેહો! સદા તારો જય થાઓ!

**प्रतिहारी.**—પ્રવેશ પોકારવા જતો હતો તેને મ્હોએ હાથ દઇને.

**विश्वामित्र.**—હું શું જેવો તેવો છું કે મારો પ્રવેશ પોકારેછે.

**प्रतिहारी.**—ના મહારાજ આપ શ્રેષ્ઠ છો. (અપવાર્ય) પોક મૂકાય એવા છો.

**विश्वामित्र.**—ઇન્દ્ર! હું વિશ્વામિત્ર, સર્વે ઋષિયોમાં આદિ અને અતિચંડ અહિં આવ્યો છું. મેં પૂર્વે ઉગ્ર તપ કર્યું છે અને શિવે મને ઘણી શક્તિ આપીછે તે શું તું જાણુતો નથી? મારી ઇચ્છાની સામે થઇ શકે એવું કોઇ આખા બ્રહ્માંડમાં મારી બરાબરીનું છે? જો હું ધારૂં તો આખા બ્રહ્માંડને એક ક્ષણુમાં બાળીને ભસ્મ કરી નાખું. અરે એટલુંજ નહિ પણુ ત્રિમૂર્તિ–બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરને ધારૂં તો રોધી નાખું. જે મને કોપાવે તેનો હું નાશ કરનાર છું, અને જે મને પ્રસન્ન રાખે તેનો હું પ્રતિપાલ છું. મારામાં સર્વે સદ્ગુણુ અને શક્તિ છે—એવો હું વિશ્વામિત્ર રાજર્ષિ છું.

**इन्द्र.**—પધારિયે, બિરાજિયે રાજર્ષિ (તેને વંદન કરીને) વિશ્વામિત્ર! ઉગ્રતપ કરવામાં આપનાથી કોઇ વધી શકે એમ છે નહિ. આપ મૂળ જોઇયે તો રાજા છો, પણુ ઋષિપદ મેળવવા માટે રાજ્યનો વૈભવ અને સત્તા છોડી દીધાંછે. યુગના યુગ વહી ગયા, આખાં બ્રહ્માંડ ચાલતાં બંધ થઈ ગયાં અને ફરીને તેમનું પાછું મંડાણુ ચાલ્યું. પૃથ્વી ઉપર વારંવાર રેલ ફરી વળી,

અને મહાપ્રલય થઇ ગયા તોયપણ અહો મહાત્મા! આપ તો મેરૂ પર્વતની ગુફામાં ધ્યાન ધરતા સમાધીમાં બેઠાજ રહ્યા. તો આપ જે આવા શક્તિમાન્ તેનો કોપ ઉપજાવવાને ભય ઉત્પન્ન થાય એમાં નવાઈ નથી, તેમજ સર્વ કોઈ આપની કૃપાદૃષ્ટિ રહેલી જોવાને ઇચ્છે એ વાત પણ દેખીતીજ છે. રણક્ષેત્રમાં જે જય મેળવેછે તે કાંઇ શૂરવીર કેહેવાય નહિ, પણ જેણે પોતાનું મન વશ કરયું છે એવો પરમેશ્વરનો જન તેજ શૂરવીર લોકોમાં શૂરવીર છે!

**विश्वामित्र**.—અહો દેવના રક્ષક! તારી શક્તિની બીક અસુરોના નાયકોમાં વશેલી રોહો—અને તું સર્વ પ્રકારનાં સુખ ભોગવો!

**इन्द्र**.—અહો પવિત્ર પુરૂષો! તમારામાં ઈશ્વરી શક્તિ છે તેથી તમે ચમત્કાર ભરેલી ત્વરાથી આખા બ્રહ્માંડમાં ફરોછો, એકે સ્થળ તમારાથી અજાણ્યું નથી; તો હું તમારાથી જાણવાને ઇચ્છુંછું, કે હવણાં પૃથ્વી ઉપર સર્વે કરતાં શ્રેષ્ઠ ધર્માત્મા, કદિ પણ જૂઠું બોલે નહિ એવો, અને જે ધર્મના અને ન્યાયના માર્ગથી કદિ પણ આડો ચાલ્યો હોય નહિ એવો કિયો રાજા છે?

**वसिष्ठ**.—અહો દેવપતિ! એવો તો અયોધ્યાનો રાજા હરિશ્ચંદ્ર છે. તે યુદ્ધમાં બળવાન્, વિદ્યામાં પારંગત, અને ધર્માચાર પાળવામાં તેવોજ નિશ્ચલ છે. મનુસ્મૃતિના નિયમનું તેણે કદિ ઉલંઘન કર્યું નથી; તેના આજ સુધીના જીવતરમાં તે એક વાર પણ જૂઠું બોલ્યો નથી; પૃથ્વી ઉપરના રાજા માહેલા આ પેહેલા રાજાનાં સર્વે માણસો વખાણ કરેછે, સર્વે દેવની તેના ઉપર કૃપા છે.

**इन्द्र**.—અહો એમ છે? આ વાત સાંભળીને હું બહુ રાજી થયો.

**वसिष्ठ**.—હા; તે અનાથને આશ્રય આપવાને, નિર્બળનું રક્ષણ કરવાને, અને દુષ્ટને દંડવાને સદા તૈયાર રેહેછે. તે સર્વેને વિષે દાનશીલ છે, અને તેણે કોઈનું કોઈ પણ વાતે મન દુખવ્યું નથી. તે જ્યારે જોઇયે ત્યારે આશ્રય આપવાને તૈયાર એવો તેની પ્રજાના હૃદયમાં વશી રહેલો છે; ખરેખાત એવા પ્રતાપવાન

રાજા વિના બીજાથી પૃથ્વી ભાગ્યેજ ભાગ્યશાળી થઇ હશે. એ એક મારો શિષ્ય છે તેથી હું પણ મારા મનમાં અભિમાન માની લઉંછું.

**इन्द्र.**—ખરી વાત છે! એના સરખો રાજા આપનો શિષ્ય થવાને યોગ્ય છે. સર્વે રાજાએ હરિશ્ચંદ્રની રીતભાત પ્રમાણે વર્તવું જોઇયે.

**विश्वामित्र.**—( ક્રોધયુક્ત ઉભા થઇને ) બહુ સારૂં કહ્યું! બહુ સારૂં કહ્યું! ઇંદ્ર! તું પણ આટલી સેહેલાઇથી ભોળવાઇ જાયછે? હરિશ્ચંદ્ર ઘાતકી, અને જૂઠો છે તે શું તું જાણતો નથી? જો, હું તને કહું છું તે ઉપરથી તું જાણી લે કે સર્વ અધર્મ એના હૃદયમાં વાસ કરી રહ્યા છે–છલકપટ, દુષ્ટવાસના, અતિલોભ અને દ્વેષભાવનો તો એ ભંડાર છે. યમરાજના સરખો તો એ ક્રૂર છે, અને જંગલના પશુ સરખો અજ્ઞાની છે. એના મનમાં કદિ પણ પરોપકાર વિષેનો વિચાર ઉત્પન્ન થયોજ નથી. વસિષ્ઠ, તેં હરિશ્ચંદ્રનાં ખોટાં વખાણ શા માટે કર્યાં? તારા શિષ્યનાં વખાણ કરી બતાવીને તું શું પોતે પોતાનાં વખાણ કરાવાને ઇચ્છે છે? દેવની સમક્ષ આવો ખોટો તડાકો મારવાની હિંમત તેં ભલી ચલાવી છે!

**वसि .**—વિશ્વામિત્ર! તારા અઘટિત મદે કરીને સદા તારૂં દુર્ભાગ્ય થતું આવ્યું છે, અને હજી પણ તારે તારૂં બેહેકી ગયેલું મન વશ રાખવાને શીખવાનું છે, તું તારા મનોવિકારનો રમાડ્યો રમે છે તો તેં અગાડી તપ કર્યાં છે તેથી શું થયું? સત્ય સદા ચાલે છે. સત્ય હોય છે તે કદિ પણ અસત્ય થતુંજ નથી. તારી જે જીભે હવણાં નીચ અને જૂઠી લવરી કરી તેને બાળીને રાખ કરી દેવી જોઇયે. તેં હરિશ્ચંદ્રને અપમાન પોહોંચાડ્યું છે. અરે કોશલ ગોત્રના ઋષિ, તેં ક્રૂરપણે જે નુકસાન કરવામાં ચૂક કરી છે તે સત્વર સુધારી દે. ફરીને ખરૂં બોલ, ખરૂં બોલ. સ્મરણ રાખ કે આપણે સર્વેને માથે એક પરમેશ્વર છે.

**विश्वामित्र.**—વસિષ્ઠ, અધર્મ હોય તે ધર્મ કેહેવાય નહિ, તેમજ અસત્ય હોય તે સત્ય કેહેવાય નહિ. મેં હરિશ્ચંદ્રની જે ખરી રીતભાત હતી તે કહી બતાવી તેમાં એવડો બધો ખીજવાઈ જઇને તારે કોપાયમાન શું કરવાને થવું જોઇયે? શું તારો

શિષ્ય પરિપૂર્ણજ હોવો જોઇયે? જા જા ધિઃકાર છે તને! જે મસ્તકમાં આવી અસત્ય વાતની રચના થઇ છે તે મસ્તક ફૂટીને ચૂરેચૂરા થઇ જજો!

**वसिष्ठ.**—મારૂં કહેલું સત્ય છે. તે કરતાં તને જો તે અ-સત્ય લાગતું હોય તો તું તેવું સિદ્ધ કરી આપ. વેદ કદાપિને જૂઠા પડે, સૂર્ય અને ચંદ્રનાં કદાપિને સ્થાન બદલાઇ જાય, પણ હરિશ્ચંદ્ર કદિ જૂઠો પડે નહિ.

**विश्वामित्र.**—તારામાં સત્યતાનો લેશ નથી તેથી તું પણ એવોજ નિર્લજ્જ છે, તારી વાત કદિએ માનવામાં આવે નહિ. હરિશ્ચંદ્ર જૂઠું બોલતો આવ્યો છે અને હજી પણ જૂઠું બોલશે; એના જેવો આખી પૃથ્વી ઉપર બીજો કોઇ જૂઠો છેજ નહિ. એનાં ક્રૂર કર્મનો તો કાંઈ પારજ નથી. આ દેવની સભા તારા સરખા નીચ પાત્રના પ્રવેશે કરીને અપવિત્ર કરવી જોઇતી ન હતી. મારી શક્તિનું બળ અજમાવી જોવાની તારી ઇચ્છા છે? અથવા મારા કોપનું ફળ પ્રાપ્ત કરી લેવાને તું રાજી છે?

**वसिष्ठ.**—ગંડુર વિશ્વામિત્ર! શું તું એમ ધારેછે કે શિ-યાળના બીહીવડાવ્યાથી સિંહ બીની જશે? બકવા કરવો છોડી દે. ચૂપ!

**इंद्र.**—અહો ઋષિ! જરા શાંત થાઓ. મારા સરખા પુરૂષો જ્યારે કજિયો કરી ઉઠે ત્યારે તેનું સમાધાન કોણ કરી શકે? તમે તમારા મનોવિકાર માર્યા છે તેની આ તમારી અ-ઘટિત ચાલ એક ચિન્હ છે એમ શું અમારે ગણવું જોઇયે! ઉ-પરના અને નીચેના લોકમાં તમારી હાંસી થશે. ઋષિ વસિષ્ઠ! ઋષિ વિશ્વામિત્ર! તમે તમારો ક્રોધ જરા શમાવો!

**विश्वामित्र.**—ઇંદ્ર! શું તું એમ ધારેછે કે હું વસિષ્ઠનો ડ-બાવ્યો ડબાઇ જઈશ? માત્ર એક ગાયની બીક ધરાવીને શું વાઘ ઝાડીમાં સંતાઇ પેસશે?

**इंद्र.**—બહુ થયું; કૃપા કરીને હવે તો જરા શાંત થાઓ. (બન્ને જણાને) પવિત્ર પુરૂષો! તમે બન્ને જણા મ્હોટા છો—તમે બન્ને જણા ડાહ્યા છો. તમારામાંથી કોણ સાચું બોલ્યું છે અને કોણ નથી બોલ્યું એ વિષે અમારે કાંઇ બોલવાનું નથી. એ ત-

કરારનો નિવેડો આ પ્રમાણે કરો; તમે સરત બકો; પછી જે સાચો ઠરશે તે સરત જીત્યો કેહેવાશે.

**वसिष्ठ.**—ઇંદ્ર! તમે જે કહ્યું તે મારે માન્ય છે. જો મારો શિષ્ય હરિશ્ચંદ્ર કદિ પણ જૂઠું બોલ્યો હતો એમ ઠરે અથવા હવે પછી એની પાસે જૂઠું બોલાવે તો મારા આખા જીવતરમાં મેં તપ અને યજ્ઞ કર્યા છે તે સર્વેનું ફળ વિશ્વામિત્રને જાય, આ વાત નિશ્ચય જાણો.

**नारद.**—વિશ્વામિત્ર બોલો, આ વિષે આપ શું કોહોછો?

**विश्वामित्र.**—કજિયો ઘલાવનાર નારદ! શું તું એમ ઇચ્છેછે કે મારે પણ તારા મિત્ર વસિષ્ઠની પેઠે નકામી બકબક કરવી? પણ જો સાંભળ, હું પણ સરત બકુછું, કે, જો હું હરિશ્ચંદ્રની પાસે બહુ વાર જૂઠું ના બોલાવું, અને નીતિનો પ્રત્યેક ધારો એની પાસે ના તોડાવું, તો જાણજે, કે, મેં યુગેયુગમાં અગ્નિ વચ્ચે બેશીને ઉગ્ર તપ કર્યું છે તેનું અર્ધું ફળ વસિષ્ઠને જાય. અહિયાં જે બેઠેલા છે તે સર્વેને કહુંછું કે, અમે જે સરત બકી છે તે વાત છાની રાખવી. એટલે પછી બડાઇ હાંકેલી હરિશ્ચંદ્રની દ્રઢતા, અને લાલચ અજમાસની કસોટી સામે ટકી શકેછે કે નહિ તે સત્વર જણાઇ આવશે.

**वसिष्ठ.**—અમારી સરતના, ઇન્દ્ર અને ત્રીમૂર્ત્તિ-બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર સાક્ષી છે. વિશ્વામિત્ર! તારૂં ધારેલું પાર ઉતારવા માટે તારી નજરમાં આવે તેવા ઉપાય સુખેથી કામે લગાડ, તેમાં હું આડો આવનારો નથી. હું આ ઠેકાણે તારી વાટ જોઇને રહીશ; અરે એટલુંજ નહિ પણ તારા મનમાં કોઇ વાતનો ખરખરો આવે નહિ એટલા માટે હું મારી ખુશીથી બંધનમાં રહીશ. કપટ કરનાર! જા તું તારે કામે.

**इन्द्र.**—હા; હવે એ વાતમાં ઢીલ કરવી જોઇયે નહિ. ઋષિ વિશ્વામિત્ર! હવે તમારે જે કરવું હોય તે કરવાનો આ સમય છે. (પોતાના એક દાસને) વસિષ્ઠઋષિને તું તારી આંખ્યો આગળ સ્વાધીનમાં રાખજે.

**विश्वामित्र.**—ઇન્દ્ર! હું પૃથ્વી ઉપર પાછો જાઉછું. પણ મારૂં કામ સરાડે પોહોંચાડવાને થોડી વાર લાગશે. (જાયછે.)

# हरिश्चंद्र नाटक.

## अंक २ जो.

### प्रवेश १ लो.

**स्थळ, अरण्यमां विश्वामित्रनो आश्रम.**

**વિશ્વામિત્ર અને તેના શિષ્ય સિદ્ધ અને સાલી.**

**विश्वामित्र.**—અરે ઓ! સિદ્ધ, તું કયાં છે? અહિં આવ, મને એક આસન આણી આપ.

**सिद्ध.**—(સાલીના કાનમાં હળવે રહીને) ભાઇ! આ તે શું કેહેવાય? આપણા ગુરૂ તો જાણે એકાએક આંધળા થઈ ગયા હોય એમ જણાયછે. જોની, આસન એમની પાસે છે, તોય પણ સૂઝતું નથી અને બીજું માગેછે; આપણે એમની પાસે છિયે તોયપણ આપણને દેખતા નથી.

**साली.**—સિદ્ધ! તું જાણતો નથી કે? એમનું મન તો એક મહાભારે કામમાં ગુંથાઇ ગયું છે. સ્વર્ગમાં ઇન્દ્રની સભામાં એક સરત બકી છે તે કેમ પેશ પોહોંચાડવી તેની વેતરણ કરવી ફાવતી નહિ હોય તેથી કદાપિને પોતાની મૂર્ખાઇ વિચારીને બેઠા બેઠા રોવાના હશે.

**विश्वामित्र.**—દુષ્ટ છોકરાઓ! તમે શું કર્યા કરોછો? આસન કયાં છે?

**सिद्ध अने साली.**—આ લાવ્યા મહારાજ. અમારો અપરાધ ક્ષમા કરો. (એક આસન આણી આપેછે.)

**विश्वामित्र.**—(આસન ઉપર બેશીને પોતે એકલા મનમાં.) અરે, હું પૂરો સપડાઈ ગયો. હરિશ્ચંદ્રનો નિશ્ચય તોડાવવાનું કામ કાંઇ સેહેલું નથી. અરે, આજે હું ઇન્દ્રની સભામાં ગયો હોત નહિ તો બહુ સારૂં થાત, અને હવણાં ચિન્તાએ મારૂં મગજ ઘે-

રાઇ ગયુંછે તેથી મોકળો હોત. હા, વસિષ્ઠ મારો અનાદિનો શત્રુ છે, એની સાથેના કજિયાનો પાર આવે એમ છે નહિ. હવે સમય રહ્યો નથી. બધું અણિયે આવીને અટક્યું છે. હું કાંઇ એને જીતી જવા દેનાર નથી, ગમે તે થાય તોયપણ જો હું મારી ધારણા પૂર્ણ કરૂં નહિ તો મારૂં નામ વિશ્વામિત્ર નહિ.

( પાસેના અરણ્યમાંથી કેટલાએક અરણ્યવાસિયો આવેછે. )

**विश्वामित्र.**—પધારો વનવાસિજનો ! તમારા આગમનથી મારૂં હૃદય પ્રસન્ન થયું.

**वनवासियो.**—રાજર્ષિ ! નમસ્કાર ! અમે સદા આપની સલાહ ઉપર અને આપના આશ્રય ઉપર આધાર રાખિયે છિયે, કેમકે, અમારૂં આપ પ્રાણવર્ધક રસાયન હોની એમ ગણિયે છિયે. આપ ઇન્દ્ર લોકમાં જઇ આવ્યાછો એવું સાંભળીને આપને આદરમાન આપવાને અને ત્યાંના સમાચાર સાંભળવાને આવ્યા છિયે.

**विश्वामित्र.**—ઈન્દ્રની સભા ઠઠ ભરાઇ હતી તેમાં એવી વાત નીકળી કે મૃત્યુ લોકના રાજામાં મહાધર્માત્મા કોણ છે. વસિષ્ઠે કહ્યું કે હરિશ્ચંદ્ર છે. મેં કહ્યું કે ના એમ નથી; પછી વસિષ્ઠને બંધનમાં રખાવીને, મારી કહેલી વાત સત્ય છે એવી દેવને ખાતરી કરી આપવા સારૂ હું અહિં આવ્યો છું.

**वनवासियो.**—મ્હોટી ભૂલ ! વિશ્વામિત્ર, આપ અજાણતાં ભારે ભૂલમાં પડ્યા; વસિષ્ઠ અને એમના શિષ્ય હરિશ્ચંદ્રને જેવા તેવા જાણશો નહિ. હરિશ્ચંદ્રના મ્હોમાંથી કાંઇ પણ અસત્ય બોલાવવાનું કામ આપ શક્ય ધારોછો ?

**विश्वामित्र.**—અબુધ દુરાત્મા ! તમે આ પ્રમાણે બકવાની હિંમત ચલાવોછો ! તમે મને ઓળખતા નથી કે વિચારની જેટલી ઝડપ છે એટલી ઝડપથી પૃથ્વી અને સ્વર્ગને બાળીને ભસ્મ કરી નાખું એવો હું છું ! મારા કોપની તમને બીક લાગતી નથી ? હું કેટલી શક્તિ ધરાવુંછું તે શું તમે જાણતા નથી ?

**वनवासियो.**—વિશ્વામિત્ર ! અમારા અજ્ઞાનને લીધે અમે બોલ્યા છિયે માટે અમારા ઉપર કૃપાદૃષ્ટિ કરો. અમે તમારી પાસે ક્ષમા માગિયે છિયે. અમ સરખા ગરીબ પ્રાણિયો ઉપર

આપ કોપ કરશો નહિ. અમે આપના સેવકજન છિયે, અને જેમ આજ્ઞા કરો તેમ કરવાને તૈયાર છિયે.

**विश्वामित्र.**—હું તમને ક્ષમા કરૂંછું. મારે તમારો એક ખપ છે. હવણાં હું એક રાજસૂય યજ્ઞ કરવાનો છું તેમાં મારે બહુ સોનું જોઇશું. માટે તમે હરિશ્ચંદ્રની પાસે જાઓ અને એ મને આશ્રય આપશે કે નહિ તે જઇને નક્કી કરી આવો. ઇન્દ્રની સભામાં જે બનાવ બન્યો છે તે વિષે કાંઇ કેહેતા કરતા નહિ.

**वनवासियो.**—બહુ સારૂં મહારાજ, અમે આપની આજ્ઞા પ્રમાણે વર્તીશું (જાયછે.)

---

# प्रवेश २ जो.

## स्थल, हरिश्चंद्रनो दरबार.

### હરિશ્ચંદ્ર અને વનવાસિયો.

**१ लो वनवासी.**—(દરબારમાં પ્રવેશ કરતાં માંહોમાંહે.) આ જગતમાં અગાઉથી નિર્માણ થયા વિના એક તૃણ સરખું પણ પવનથી હાલી શકતું નથી. દૈવ શ્રેષ્ઠપણે વર્તેછે—માણસની ઇચ્છા ઉપર કશો આધાર નથી. મનુષ્યપ્રાણીના ભાગ્યમાં સૃજ્યું હોય નહિ તો કોણ નિર્બળ થાયછે, કોણ સબલ થાયછે, કોણ સારૂં થાયછે, અને કોણ નઠારૂં થાયછે?

**२ जो वनवासी.**—મૃત્યુ લોકનાં માનવી અને અમર લોકના દેવ એમ ધારે છે કે "અમારામાં ઘણું છે-અમારી શક્તિ બાહાર કાંઇ નથી." પણ ખરૂં જોતાં ઉપર બિરાજમાન થયેલાના હાથની દોરીની સત્તામાં આવી ગયેલાં તેઓ પુતળાં છે. ખરે! આ જગત એક નાટકશાળા છે: તેમાં આપણને નચાવેછે તેમ આપણે નાચિયે છિયે, જે શક્તિ આપણને પ્રેરેછે તે અદૃશ્ય છે. આપણે શા માટે નાચિયે છિયે, નાચતા બંધ કેમ થઇયે છિયે, અને ફરીને પાછા કેમ નાચિયે છિયે તે માત્ર તેજ એકલો જાણેછે; કેટલાક ઉપદ્રવકર્ત્તા હોયછે અને કેટલાક ઉપદ્રવ વેઠનારા હોયછે તેનું કારણ પણ તે એકલાનેજ જાણીતું હોયછે; વસિષ્ઠ અને વિશ્વામિત્ર વચ્ચે આ કજિયો શા માટે ઉઠ્યો; અને હરિશ્ચંદ્રને પોતાના નિરપરાધપણાને માટે અને

ચોખ્ખા હૃદયને માટે શા સારૂ સહન કરવાનું છે તે પણ એજ જાણેછે, માટે તેની ઇચ્છા પ્રમાણે છો બને.

( તેઓ પ્રવેશ કરેછે અને હરિશ્ચંદ્રને રાજ્યાસન ઉપર બિરાજેલો જુવેછે. )

**हरिश्चंद्र**.—વનવાસીજનો ! આપના પધારવાથી મને આનંદ થયો. બિરાજો આસને. અને હું આપની શી સેવા કરી શકું એમ છે તેની આજ્ઞા કરો,

**वनवासियो**.—હરિશ્ચંદ્ર ! વિશ્વામિત્રને યજ્ઞ કરવાનો છે તેમાં કેટલાક સોનાનો ખપ પડશે માટે અમને આપની પાસે મોકલ્યા છે અને કેહેવરાવ્યું છે કે તે આપ પૂરૂં પાડશો? એ અતિ આતુરતા ભરયા આપના પ્રત્યુત્તરની વાટ જુવેછે.

**हरिश्चंद्र**.—હા, શા માટે નાહિ; એમને જેટલું જોઇશું તેટલું સોનું હું આપીશ; જેઓએ સંસારનો ત્યાગ કરેલો છે એવા તપસ્વિયોને આશ્રય આપવો એ રાજાનો ધર્મ છે. પધારો, સત્વર જઇને એમને આ સમાચાર નિવેદન કરીદ્યો.

**वनवासियो**.—અમે જઇને આ સંદેશો વિશ્વામિત્રને નિવેદન કરિયે છિયે. એ પણ થોડી વારમાં આપને મળવા ધારેછે.

( જાયછે. )

## प्रवेश ३ जो.

### स्थल, विश्वामित्रनो आश्रम.

### વનવાસિયો અને વિશ્વામિત્ર.

**वनवासियो**.—( આશ્રમમાં પ્રવેશ કરતાં. ) અરે ! રાજાને જે દુઃખ સહન કરવું પડશે એ વિષેનો વિચાર થતાં આપણું હૃદય ફાટી જાયછે; પણ આપણાથી તે એને આશ્રય કેમ આપી શકાય? દેહ ધરવો એજ દુઃખ છે. મનુષ્ય પ્રાણી દુખી છે, માત્ર ઉપર ઉપરથીજ સુખી જણાયછે. જ્યાંસુધી જન્મ ત્યાંસુધી પીડા; જેનો જન્મનો ફેરો ટળી ગયો તેજ માત્ર સુખી છે. ભ્રમિત માણસ પોતાના આત્માની સાથે ઓળખ કરે તોજ જગતને જાણી શકે; અને ત્યારેજ તેના જાણવામાં આવે કે સર્વે રચના મા-

યિક છે.—સુખ અને દુઃખ સમાન છે; જન્મ અને મરણ એ બીજું કાંઇ નહિ પણ એકજ છે. આખું બ્રહ્માંડ એક સ્વપ્ન છે. અરે સ્વપ્ન પણ નહિ, કેમકે જેને સ્વપ્ન આવેછે તે નથી; અને જેના વિષે સ્વપ્ન આવેછે તે પણ નથી. હરિશ્ચંદ્રનામાં જ્ઞાનનો પ્રકાશ થાય નાહ, અને સુખદુઃખ કેહેવા માત્ર છે, પણ ખરૂં જોતાં કાંઇ છેજ નહિ એવું જ્યાંસુધી એના સમજવામાં આવે નહિ ત્યાંસુધી જન્મ લીધાનો દંડ સર્વે ભરેછે તેમ એણે પણ ભરવોજ જોઇયે. આપણે શા માટે ખેદ પામવો જોઇયે? જે ભાવી છે તે ભલે બને. (વિશ્વામિત્રની પાસે આવીને) મહારાજ! અમે હરિશ્ચંદ્રને મળ્યા, એ કેહેછે કે જેટલું સોનું જોઇશું તેટલું હું આપીશ. માટે આપ તે લેવાને પધારો.

**વિશ્વામિત્ર.**—એમકે? ત્યારે હવે તમે તમારે આશ્રમે જાઓ. તમે મારૂં કામ કર્યું તેથી તમારો મારા ઉપર પાડ ચડ્યોછે. હું અયોધ્યા ભણી આ ચાલ્યો.

## પ્રવેશ ૪ થો.

### સ્થલ, હરિશ્ચંદ્રનો દરબાર.

### વિશ્વામિત્ર, હરિશ્ચંદ્ર અને સત્યકીર્ત્તિ.

**હરિશ્ચંદ્ર.**—મહાન્ વિશ્વામિત્ર! યજ્ઞના પવિત્ર કામ માટે આપ મારી પાસેથી સોનું લેવાને પધાર્યા તેથી હું કૃતાર્થ થયો. દાન આપવું તો સદા સેહેલું છે, પણ જે સત્પાત્રે દાન થાય તેજ ખરૂં કેહેવાય. આપ સરખા તપસ્વિના ઉપયોગમાં આવવાનો લાગ ભાગ્યેજ બની આવેછે.

**વિશ્વામિત્ર.**—હરિશ્ચંદ્ર! દાન કરવામાં આપની ઉદારતા બલીના કરતાં પણ ચડી. આપ સદા સુખી રેહો, અને ઋષિઓને આશ્રયદાતા થવાની આપની પ્રખ્યાતિ આપ નિરંતર ચાલતી રાખો.

**હરિશ્ચંદ્ર.**—આપને કેટલા સોનાનો ખપ પડશે?

**વિશ્વામિત્ર.**—મારે વધારે ખપ નહિ પડે. હાથી ઉપર ચડીને એક માણસ ગોફણનો ગોળો ફેંકે તે જેટલો ઊંચે જાય એટલો ઢગલો જોઇશું. પણ તેનો ખપ મારે હવણાં છે હો!

**हरिश्चंद्र.**—આપની ઇચ્છા પ્રમાણે આપવાની હું તજવીજ કરૂંછું. [ પોતાના પ્રધાનને ] સત્યકીર્ત્તિ, અહિયાં સત્વર એક હાથી મંગાવો, અને જાઓ આપણો ભંડાર ઉઘાડો.

**सत्यकीर्त्ति.**—મહારાજ! આ આપનું કૃત્ય સ્તુતિપાત્ર છે. ગરજવાન અને ગરીબોનો હક આપણા ઉપર છે. રાજાનો અર્થ તે પ્રજાનો માલ તેના વિશ્વાસઉપર તેને સ્વાધીન કરેલો છે. મહારાજ, વિશ્વામિત્ર સરખા મહર્ષિને આશ્રય આપવાનો આપને પ્રસંગ મળ્યો તેથી આપ મ્હોટા ભાગ્યશાળી છો. હું જઇને ભંડાર ઉઘાડુંછું. [ એક માણસને બોલાવીને ] અરે જા તો, આપણી ગજશાળામાંથી એક હાથી છોડાવી લાવ.

**विश्वामित्र.**—સબુર! હરિશ્ચંદ્ર! દાન કરવાની આપની આટલી બધી ત્વરા જોઇને મને ઘણો હર્ષ થાયછે. પણ યજ્ઞનો સમારંભ કરવાને થોડી વાર લાગશે એમ મને લાગેછે માટે તેટલી વાર સોનું આપના સ્વાધીનમાંજ રેહેવા દો.

**हरिश्चंद्र.**—અહોઋષિ, આપની એવી ઇચ્છા છે તો આપનું સોનું હું મારા સ્વાધીનમાં રેહેવા દઉંછું, જ્યારે આપ આજ્ઞા કરશો ત્યારે આપની પાસે હાજર કરીશ.

**विश्वामित्र.**—હરિશ્ચંદ્ર! ખરેખાત મેં આપના જેવો કોઈ જોયો નથી. કોઈ મનુષ્યપ્રાણીથી આપની બરાબરી થાય એમ નથી. મારી સર્વે ઇચ્છા આપે માન્ય રાખી છે; તોયપણ જળ મૂકીને રીતિ પ્રમાણે દાનની વિધિ પરિપૂર્ણ કરવી જોઇયે.

**हरिश्चंद्र.**—વિશ્વામિત્ર, આપની સૂચના યોગ્ય છે. ( તિલમિશ્રિત કરેલું જળ વિશ્વામિત્રના હાથમાં મૂકતાં સર્વે સાંભળે એમ ) અહિ જેઓ હાજર છે તેમની સમક્ષ હું કહુંછું કે વિશ્વામિત્ર ઋષિએ પોતાનો સોનાનો મ્હોટો ઢગલો મારા સ્વાધીનમાં કર્યો છે તે જ્યારે એ માગે ત્યારે પાછો સોંપવાનું હું વચન આપુંછું.

**विश्वामित्र.**—ત્રિશંકુના પુત્ર! આપનાવિના બીજું કોણ આવું ઉદાર થઈ શકે?

**हरिश्चंद्र.**—હું આપને ઉપયોગનો થઈ પડું તેમાં કોઈ પ્રકારની અડચણ હું સમજતો નથી; ધર્મનાં કાર્યની વૃદ્ધિ કરવી એ તો રાજાઓનો ધર્મ છે.

**विश्वामित्र.**—ખરે, આપ તો ધર્મના અવતાર છો.

**हरिश्चंद्र.**—એમાં મારે કાંઈ નથી, સર્વે પરમેશ્વરનો પ્રતાપ છે.

**विश्वामित्र.**—તપસ્વિજનો પ્રતિદિન દેવને અર્ધ્યે આપેછે તે પુણ્યથી આપના જેવા સતત દાનેશ્વરી યજમાન મળે એ કરતાં બીજું વધારે ફળ તેઓને શું ઇચ્છવાનું છે?

**हरिश्चंद्र.**—વિશ્વામિત્ર, હું એવડા બધા માનને યોગ્ય નથી.

**विश्वामित्र.**—ના, આપ યોગ્યજ છો. હરિશ્ચંદ્ર, હું હવે જાઉછું. દાહાડે કે રાત્રે, મોડો કે વેહેલો ગમે ત્યારે હું આવું ત્યારે મારૂં સોનું મને પાછું આપવાને આપ તૈયાર રેહેજો. સદા સુખી રોહો.

## प्रवेश ५ मो.

### स्थल, अरण्यमां विश्वामित्रनो आश्रम.

#### વિશ્વામિત્ર, સાલી અને સિદ્ધ.

**विश्वामित्र.**—( મનમાં ) હા, હરિશ્ચંદ્ર હવે ખરેખરો સપડાયો. હવે તો એને મારી યુક્તિઓને સ્વાધીન થયા વિના સિદ્ધિ નથી. ચાલ ત્યારે હવે હું આગળ ઉપાય કરવા માંડું ( મંત્ર ભણીને મ્હોટે સ્વરે બોલી ઉઠેછે ) ઓ જંગલના પશુ અને પક્ષી, મારી આજ્ઞા તમે પાળો. સિંહ, હાથી, વાઘ, રીંછ, ભૂંડ, સાંઢ, હરિણ, સાબર, શિયાળ, તરસ તમે તાબડતોબ મારી આગળ રજુ થઈ જાઓ. ગરૂડ પક્ષી, ગિદ્ધપક્ષી, મોર, કુકડા, તેતર, લાવરિયો અને બીજાં સર્વે જંગલવાસી પક્ષિયો મારી પાસે ઉડી આવો. (સર્વે તેની આગળ એકઠાં થઈ જાયછે, અને ભયંકર પોકાર કરી મૂકેછે. ) બહુ સારૂં થયું, પણ આટલો બધો ગડબડાટ કરશો નહિ. હું આજ્ઞા કરૂં ત્યાં સુધી સબુર ખમો.

**साली.**—[ અતિશય ભયભીત થઇને દોડતો ] અરે મારા બાપ! આ બધું શું કેહેવાય. આ બધાં પ્રાણિયો અહિયાં શા માટે એકઠાં થયાં છે? કેટલાંક અપવિત્ર મનુષ્યો જનાવરના માંસથી પોતાનો નિર્વાહ ચલાવેછે, પણ કોઈ ઋષિ તો એમ કરતો નથી. ત્યારે શું ઋષિરાજ તમે આપણા જંગલના પારધી થવાને ઇચ્છો-છો? તમારા ભોજન માટે તમે આ બધાં શિયાળ અને બીજાં પ્રાણિયોનો વધ કરવાને ઇચ્છોછો?

**વિશ્વામિત્ર.**—જા, જા, મૂઢ,અહિયાંથી દીસ્તો રેહે ! જેમાં તારી મતિ પોહોંચી શકે નહિ તેમાં શા માટે માથું ઘાલેછે? તું જાણેછે? હું આ બધા પશુઓને અને પક્ષિયોને, ફળદ્રૂપ અયોધ્યાની વાડિયો અને ખેતરો ઉજ્જડ કરી નાંખવાને મોકલવાની તૈયારીમાં છું.

**સિદ્ધ.**—( કોપીને ) અરે ગુરૂજી મહારાજ! આ તે કેટલું બધું કૃતઘ્નપણું કેહેવાય! કદાપિને કોઇના ઘરમાં એકવાર ખાધું હોય તો શું તેનું લુણ હરામ કરવું જોઇયે? તમારા જેવું તે કોણ કરતું હશે? અમારે શું, તમે તમારૂં કૂટો.

**વિશ્વામિત્ર.**—જાઓ જાઓ ઉદ્ધત છોકરા! તમે તમારૂં કામ સંભાળો. ( પ્રાણિયોને ) અહો જંગલવાસી પ્રાણિયો! મારા ઉપર વિશ્વાસ રાખીને તમે મારી સત્તા પ્રસિદ્ધ કરો. હરિશ્ચંદ્રના આખા દેશ ઉપર ફરી વળો, અને બધી વાવણીકરેલી ભોંયને ખરાબ ખસ્તર અને ઉજ્જડ કરી નાંખ્યા વિના છોડશો નહિ. એક છોડ, એક ઝાડ કે એક ખરસલા સરખાને પણ તમારા ઝપાટામાંથી બચી જવા દેશો નહિ; જાઓ સર્વે ઠેકાણે નાશનું કામ પરિપૂર્ણ કરો. જાઓ, દોડો. ( સર્વે જાયછે. )

---

## प्रवेश ६ ठो.

### स्थल, हरिश्चंद्रनो दरबार.

### ખેડુતો અને ક્ષેત્રપતિઓ.

**खेडुतो इ०.**—જય જય મહારાજ, ત્રાહિ ! ત્રાહિ !

**हरिश्चंद्र.**—રાજભક્ત ખેડુતો ! તમારે શું દુઃખ છે? તમે આવડા ચિંતાતુર કેમ દેખાઓછો? તમારે જે કેહેવાનું હોય તે કહી દ્યો. સત્વર તમારૂં દુઃખ હું નિવારણ કરીશ. વર્ષાદની તંગાસથી ખેતરોનો પાક કથળી જાયછે? કે આસપાસના સંસ્થાનના ઠાકુરો તમારી સલાહ શાન્તિનો ભંગ કરેછે? અથવા અમારા પોતાનાજ અધિકારીઓ તમને કનડેછે?

**खेडुतो.**—મહારાજ ! અમારી માલમતા જોવા જઇયે તો અમારાં છેતરાં અને વાડિયો છે, અને તેનું તો હવે હત્યાનાશ

વળવા બેઠું છે. પારવનાં જનાવરાં અને જંગલી પરાણિયો તથા પંખેરૂઓનાં ટોળેટોળાં આખા સીમાડા ઉપર ઉપડી આયાં છે; અમે તેમને નહાડી મૂકવાને ઘણુંએ કરચું પણ કશું વળ્યું નહિ, માટે તમે અમારા પરતીપાળ તેથી અમે તમારી પાહે દોડી આવ્યા છિયે, હવે તમે તમારૂં હૂરાપણું અમારી ઓથે આલો.

**हरिश्चंद्र.**—મારી પ્રજા ઉપર આવું મહાસંકટ આવી પડયું તેથી નક્કી મેં કાંઇ મહાપાપ કરેલાં. શિવની કૃપાદૃષ્ટિ મારા ઉપરથી ઉતરી ગઇ હશે કે શું? મારા તપનો આ બદલો કેહેવાય? અહો પરમેશ્વર! જો મેં કાંઇ ખોટું કરચું હોય તો ક્ષમા કરજે. ભલા ખેડુતો! તમે ગભરાશો નહિ. તમારા ખેતર ઉપરનો બે વર્ષનો કર હું તમને પાછો વાળીશ. હવણાં હું ચડી આવુંછું અને બાણના પ્રહારે કરીને જંગલી પ્રાણિયોનો કચ્ચરઘાણ વાળી નાખુંછું, મારા માણસો પણ એવોજ રોળ વર્ત્તાવી દેશે, તેમ કરતાં જેટલાં બચી જશે તેટલાં પોતાના સ્થાનકોમાં નાશી ભરાઇ પેસશે. પ્રધાન સત્યકીર્તિ, આપણા શિકારી માણસોને એકઠા કરો.

**सत्यकीर्ति.**—બહુ સારૂં મહારાજ (તેઓને બોલાવી આણવા સારૂ એક માણસને સમજુત આપેછે.) શિકારિયો હાજર છે મહારાજ.

**हरिश्चंद्र.**—પ્રધાન! આ શિકારિયોને લઇને હું એકદમ ચાલ પકડુંછું, તમે સેના લઇને રાણીની સંગાતે મારી પછવાડે આવી પોહોંચો.

---

# प्रवेश ७ मो.

## स्थल, अयोध्यानी वाडियो तथा खेतरां.

**हरिश्चंद्र.**—શિકારિયો! જુવો! પણે પેલાં પ્રાણિયો જુસ્સાભેર બખાળા પાડતાં અને કુમળા અનાજનો કચ્ચરઘાણ વાળી નાંખતાં દોડમદોડ કરતાં ફરે. તેઓ કશાને બાકી મૂકતાં નથી. તેમના આગળ બધુંએ નહિ સરખું થઈ જાયછે. અયોધ્યામાં પેસવાની તેઓએ હિંમત ચલાવી છે તો હવે એક

પણ વધારે વાર જીવી શકનાર નથી. શિકારિયોના અવાજથી તેઓ આપણાભણી દોડી આવેછે. રણશિંગાના અને ઢોલના અવાજ તમે સાંભળોછો કે નહિ? જુવો પેલાં એ આવે. આપણે તો કોઈ પ્રાણીનાથી કે પક્ષીનાથી ડરી જવાનું નથી. તમે તમારા ભાલા પકડો, ઘોક્કા ઝાલો, જાળો પાથરો, ધનુષ્યો ખેંચોઃ મારાં માણસો તમે એમના ઉપર ટૂટી પડો, ટૂટી પડો.

मुख्य शिकारी.—(કાવ્ય અથવા રોળા છંદ.)

ચલો ભાઈ, સૌ ચલો! આપણે ઝુંડ મચાવો,
રાખી મનમાં હોંસ માન મેળવવા આવો.
જુવો પણે હાથિયો દોડતા ચારે પાસે
પાડે ચીસો, કરે ક્રોધ તેથી શું થાશે?
નથી ફિકર આપણે, કરો કબજે કે મારો,
કુંડે થઈ આપણે, એમને ઘેરો ઘાલો.
અચૂક રાયનાં બાણ એમને એકજ પળમાં,
પૂરેપૂરા કરી શાન્તિ દેશે આ સ્થળમાં.
જુવો! ભાઇયો જુવો! પણે સિંહો છે ટોળે,
અગ્નિ આંખે ઝરે, પૂછડાં ઊંચે ઢોળે.
ફાળો કેવી ભરે! જુવો એ પાસે આવ્યા,
ઝડપ કરી આ વાર લગાવો ભાલા ફાવ્યા.
અરે કૂતરા! [ચિત્રા] તમે પણ શું લપાઇ પેઠા!
જુવો શું ભાઇયો ચલો, વીંધીને નાંખો હેઠા.
પણે ગાભરાં રીંછ ઉભાં છે મ્હોડાં ફાડી,
ચલવી ભાલા ખૂબ તેમને નાંખો પાડી.
હરિણ! મૃગો! સાબરો! તમે શી ઝડપ કરી છે!
લશ્કર વચ્ચે થઈ જવા શું હામ ધરી છે?
વરૂ! શિયાળો! તરસ! તમે બચવાને અહિંથી
નહિ સુણેલી હામ શીખીને આવ્યા કહિંથી?
અરે ભાઇ! શું જુવો? શિકારી કુત્તા છોડો,
જુવો પણે તે જાય, છેટું છે એક અછોડો.
પણે ઘણાં પક્ષિયે મળીને ધુંધ મચાવી,
છોડો તે પર બાજ, ગિદ્ધ પક્ષિયો લાવી.

આહા ! શે દેખાવ તીરની વૃષ્ટિ વરસે,
ઘેરચું સૌ આકાશ પૃથિવી થઇ દૂર, ન દરસે.
આમ તેમ વિખરાઇ ઘણાં સૌકો ગભરાઈ,
પશુ અને પંખિયો, જુવો નાસેછે ભાઈ.
જુવો પણે છે સિંહ ઘણેરો જબરો માતો,
તરફડતો તે પડ્યો, ધૂળ ને કાંટા ખાતો.
પેલું બચ્ચૂ એક જુવો કેવું ગાજેછે,
સિંહ પાસ તે પડી તરફડે, પણ રાજેછે.
મસ્ત હસ્તિ આ જુવો પડ્યો છે આપણી પાસે,
એનો સાથી તજી એહને, ત્રાશી નાસે.
માર ! માર ! રે માર ! ઘોચી દે ભાલો દોડી,
ભલે ! કરચું તેં ઠીક એહને પાડ્યો તોડી.
બરછી જબરી જુવો પણે ચમકારા દેછે,
વિજળી ઝાંખી કરી કામ જમનું સારેછે.
વાઘ, વરૂ ને રીંછ, ભૂંડ સૌ સરખાં સાંખ્યાં,
સર્વે કેરાં હૃદય ક્રમે કરી વીંધી નાંખ્યાં.
વાહ ! વાહ ! ઠિક બની કતલ ને કાપાકાપી,
રાયે સેવા આજ ઠીક જમડાને આપી.
ગણતી રહી નહિ કશી, જુવો જ્યાં, ત્યાં ત્યાં આજે
બળીદાન તૈયાર કર્યાં છે જમને કાજે.
સબર ! શિકારી સબર ! હવે સૌ અંતજ આવ્યો,
ભલી કરીને જીતતણો વાવટો ચડાવ્યો.
સુખે લ્યો આરામ હવે બાકી નથી રાખી,
પશુ પંખીને મારી ભોંય ચોખી કરી નાંખી.
એક ન નજરે પડે જીવતું કોઇયે ફરતાં,
ઢગલા જબરા વળ્યા ભોંય પર સૌકો મરતાં.
જુવો શૂરો આવતો આપણો રાજા રાજે,
બધા થાઓ તૈયાર એહને નમવા કાજે.

( સર્વે હરિશ્ચંદ્રની પાસે જાયછે અને તેને નમન કરેછે. )

**हरिश्चंद्र.**—શિકારિયો ! સાબાશ આજે તમે મારી ખાતરી પૂર્વક કામ બજાવ્યું છે; અને દેશના સઘળા પાપનો અંત આણ્યો

છે; ચાલો આપણે હવે લશ્કરને જઈ મળિયે અને રાણીની ભેટ લઇયે. ચાલો રસ્તે પડો.

## प्रवेश ८ मो.

### स्थल, विश्वामित्रनो आश्रम.

(અયોધ્યામાંથી ઉગરેલા માત્ર બે પ્રાણિયો શોકના પોકાર કરતા પ્રવેશ કરેછે.)

**प्राणियो.**—અરે ઓ વિશ્વામિત્ર! અમારૂં રક્ષણ કરો! ઋષિ! રક્ષણ કરો! અયોધ્યા ઉપર તેં જેઓને મોકલ્યાં હતાં તેમાંથી અમે બેજ માત્ર બચીને નાશી આવ્યા છિયે; બીજાં બધાં માર્યાં ગયાં—હરિશ્ચંદ્રના બાણોવતે વિંધાઈ ગયાં. ઋષિ! અમારે માટે તેં ત્યાં કેવી જાળ પાથરી હતી! તારી વડાઇને એવું કરવું છાજેછે? અરે, તારી ફૂલાશ ભરેલી સત્તા ક્યાં જતી રહી? હરિશ્ચંદ્રના હથિયારે તો તારા કોપની અને બળની ઓછીજ બીક રાખી છે.

**विश्वामित्र.**—અરે શું એમ બન્યું? જરા થોભો અને જુવો મારો ચમત્કાર. મારો કોપરૂપી અગ્નિ સમુદ્ર સરખાને પણ બાળી નાંખવાને સમર્થ છે.

(ધ્યાન ધરીને મંત્ર ભણેછે તેથી એક અતિવિશાળ અને ભયંકર દેખાવનો રાની ભૂંડ તેની સામે આવી પોહોંચેછે.)

**सिद्ध.**—(પોતાના બીજા સાથિયોને) ભાઇ! ભાઇ! અરે! આપણી હવે શી વલે થશે? અરે બીકથી મને તો કંપારો છૂટેછે. પણે પેલો પાહાડ જેવડો રાની ભૂંડ જોયોકની? અરે જોતો ખરો, એ કેવો ભયંકર દેખાયછે. અરે! એના પગ તો ધોળા દેખાયછે ને આખું શરીર તો કાળાશ મારતું જણાયછે. આખું શરીર બરછટ વાળથી ભરચક છે; અને લાલ પૂછડું તો ઊંચુંને ઊંચું રેહેછે. અરે! એની આંખો તો જાણે આગના ગોળા; અને દાઢો દીઠી હોય તો જાણે વાંકડી તરવારો. અરે ભાઇ, શું કહું તને, એની ચીસો તો જાણે મેઘની ગર્જના; અને એનું હસવું તો જાણે વીજળી; અરે એના ચાળા, ને કુદકારા ને

ઠેકડા જોઇને હબકીજ મરિયે; અરે ભાઇ, એ આવ્યો જો, પેલો જાય ગુરૂની પાસે. ભાઇ! મેરની આમ આવ ને મને ચબશીને ઝાલ, નહિ કર બીકથી મારો પ્રાણ નીકળી જશે. (ધ્રુજેછે.)

साली.—અરે એવડો ડરી શું કરવાને મરેછે? એ તો આપણા ગુરૂનો વળી એક બીજો બુટ્ટો છે. આવ બેશ મારી પાસે.

रानीभूंड.—અહો મારા ઉત્પન્ન કર્ત્તા ઋષિ! મારા સરખું તુચ્છ પ્રાણી આપને શા કામમાં આવી શકે એમ છે? આપની મને શી આજ્ઞા છે?

विश्वामित्र.—મારી આજ્ઞા સાંભળ. થોડી વાર ઉપર કેટલા એક રાણી પશુઓ અને પક્ષિયોને મેં અયોધ્યાનો નાશ કરવાને મોકલ્યા હતા પણ મારી યોજનામાં હું નિષ્ફળ થયો છું. હરિશ્ચંદ્રના હાથથી સર્વે પ્રાણિયો માર્યા ગયા છે પણ ઓ વરાહ! તારા આગળ તો એના સરખાનું પણ કાંઇ ચાલવાનું નથી.

એ હવણાં એના દેશની પાસેના જંગલમાં પોતાની સેના સહિત પડેલો છે. ત્યાં જા એના લશ્કરનો પ્રથમ ઘાણ વાળી નાંખ, અને પછી એને કેદ પકડીને અહિયાં લઇ આવ.

रानीभूंड.—મહા ઋષિ! જેવી આપની આજ્ઞા. (જાયછે.)

## प्रवेश ९ मो.

### स्थळ, एक जंगलमां हरिश्चंद्रनी छावणी.

કેટલાએક દૂત પ્રવેશ કરેછે.

दूत.—ઓ મહારાજ! તમારા લશ્કર ઉપર મોટું મોટું હુંકટ આવી પડ્યું છે તેની તમને જાણ કરવાને અમે આવ્યા છિયે. એક ભારે રાનીભૂંડ, અરે કદિ જોવામાં આવેલું નહિ એટલું ભારે તો એનું શરીર અને એનો આકાર જોયો હોય તો બીવરાવી મારે એવો—એના કોપ આગળ ભૂતનો કોપ તો કશા હશાબમાં નહિ. એવડો તો શિહે જોરાવર મળે નહિ, અને વળી એની ચંચલાઇ કેવી! હરણાંને તો જોતાં જોતાં હરાવી મૂકે. ઓ મહારાજ! એવો કાળચકરના જેવો ભૂંડ

તમારા લહકરમાં આવી પેઠો છે. અરે એણે તો ઘણા પાળા માર્યા, ઘણા નાયક માર્યા, ને કાંઇ કેહેવાની વાત નથી. આખું લહકર ગભરાટ ને બીકનું મારયું આંમ શુંભ બનીગયું છે, અરે ઓ મહારાજ, એ તો કોઇ વગડાનું રેહેનારૂં હોય એવું લાગતું નથી તો; એ તો કોઇ ઘાતકી ભૂતકની તે એવો વેહ લેઇને આયું છે. ( ધ્રુજેછે )

**हरिश्चंद्र.**—બીનશો નહિ ભાઇ! હું આ ચાલ્યો. જ્યાં લગી ઈશ્વરની મારા ઉપર કૃપા છે, જ્યાં લગી હું મારા ધનુષ્યનો ટંકાર કરી શકુંછું ત્યાં લગી મારી સેના ઉપર જરા પણ દુઃખ પડી શકનાર નથી. સત્યકીર્ત્તિ, દુર્ગા દેવિયે પ્રસન્ન થઇને મને પેલો રથ અને ધનુષ્ય આપેલાં છે તે સત્વર અહિ મંગાવો.

( આજ્ઞા પ્રમાણે બજાવામાં આવેછે અને હરિશ્ચંદ્ર ધનુષ્ય ધારણ કરીને રથમાં બેસેછે. )

દૂત! કઇ દિશા ભણી રાનીભૂંડ છે?

**दूत.**—મહારાજ! અહિથી બહુ આઘે નથી. પેલું જંગલ ઓળંગીને પેલા ટેકરા ઉપર આપણું લહકર પડયું છે.—જુવો પેલું દેખાય એ લહકરમાંહ, પેલું ફાડી ખાનારૂં પાપ આવી ભરાયું છે.

**हरिश्चंद्र.**—( પોતાના રથીને. ) હા, ચલાવ ઘોડાઓને જરા ચાંપીને, આગળ લે. હા, મેં એ વરાહને જોયું. એને જોઇને ગમે તે કોઈ ડરી જાય એવો એનો દેખાવ છે ખરો. પણ "**મારવું કે મરવું**" એવી આપણા વંશની રીતિ છે. જો હું એ પ્રાણીના ઉપર જીત મેળવું નહિ તો મનુષ્યના અધિપતિના પદને યોગ્ય કેમ થાઊં? હા, એણે હવે મારા ભણી જોવા માંડયું છે; ઓહો, કેવા જુસ્સાથી તે મારા ભણી ઉછાળા મારેછે! ચાલ હું એને આ એક બાણથી માન તો આપું! ( તે એક બાણ છોડેછે તે ભૂંડના ભ્રમર વચ્ચે વાગેછે એટલે પાછું ફરીને અદૃશ્ય થઈ જાયછે. )

ચાલો હવે પત્યું; એકજ બાણથી જીત થઇ. ચાલ હવે તો જઇને રાણીને અને તેના સાથને મળિયે.

( તે રથ આગળ ચલાવેછે, અને એક ભર અરણ્યની વચ્ચે એક મનોહર ઉપવન સરોવરસહિત તેના જોવામાં આવેછે. )

મારા પ્રિય અમાત્ય! આપણા મુખ આગળ આ દેખાવ કેવો મનહરણુ કરે એવો છે!

( हरिगीत. )

નિર્મળ જળે ભર્યું વન વિષે સરવર પણે રહ્યું શોભતું,
ફળ ફૂલનાં તરૂ જાઇને મન જાય તે મગ લોભતું;
ઉજ્જડ ઘણા આ ભાગમાં ઉપવન બન્યું અતિ રાજતું,
તે ચમન બાગ સમાન આહયાં હશે કયાંથી બિરાજતું.
શું દેવ કે દેવાંગનાની આવજા આ સ્થળ વિષે?
બહુ ચમત્કારિક એ અહિં જંગલવિષે મંગલ દિસે;
અતિ શોભતા આ સરતણા નિર્મળ ઘણા જળ માંહ તો,
જો, છે ધવલ ને લાલ, કાળાં કમળ તરતાં ત્યાંહ તો.
કોમળ કુમુદિનીનાં દિસે, મખમલ સમાં પત્રો થયાં,
જળબિંદુ તે પર પડયાં તે તો રત્નસમ શોભી રહ્યાં;
મૃદુ તે તણી જે પાંખડી જળને મથાળે નીકળી,
તેને ખિલેલી ને વળી અણીવાન શોભે બહુ કળી.
તે ઉપર પ્રેમે મગ્ન થઇ મધમાખ મધ ચૂશી કરી,
પછી સહચરીપર રીઝમાં ટૂટી પડેછે ફરી ફરી;
સરમાંહ શોભા આ બધી રાજી રહી રળિયામણી,
તેમજ અતિ સોહામણી શોભા બની છે તટ તણી.
ત્યાં વાંસળી સમ નાદવંતા વાંસ મહિમાવંત છે,
કેસર વિષે ન્હાયા સમુ અતિ પીલચટ્ટું અંગ છે;
પીછાં સમાને પત્રશોભા જેહની ભરચક મચી,
એવા અતિશય શોભતા સર ઉપર વળિયા છે લચી.
જુવો ખજુરી છે પણે સોનેરી મેવે લચી પડી,
સોપારી કેરૂ તરૂ પણે ઉચ્ચું ગયું છે બહુ ચડી;
લીલમ સમાં ફળલૂમખાં પવને કરી લેહેકેલ છે,
મૃદુ તેહની પાંખડી ઉપર વિંટાઇ નાગરવેલ છે.
ચંપાતણાં જો પુષ્પને વળી મોગરો સૌ જાતનો,
બીજાં વિવિધ છે ફૂલ જેનો રંગ છે બહુ ભાતનો;
એ સર્વ નિજ સુગંધથી સુગંધમય વનને કરે,
ઝરમર વરસતો મેઘ છે, ઝલકાટ ઝાડો બહુ ધરે.
સુખકર અતિશય વાયુ જે દક્ષિણુ કેરો વાયછે.

તેથી ધ્રુજીને ડાળિયો શબ્દાયમાનજ થાયછે;
ચલકાટવાળાં પત્રપર ભીનાશ પાણીની વળી,
મોતી સમાને બિન્દુ તેના થઈ પરેછે તે વળી.
પંખેરૂં કેરા મધુર કેવા શબ્દ સારા થાયછે,
ત્યાં મોર ને પોપટ વળી મૈના ઘણી શોભાયછે;
ઉડીને ડાળી એકપરથી બીજીપર તે જાયછે,
કેવાં રૂડાં આનંદમય તે સર્વ તો દેખાયછે.

આહા! ખરા મધ્યાન્હના સૂર્યનો એક કિરણ સરખો પણ માંહે પ્રવેશ કરીને અસર કરી શકે નહિ એવો આ ઘટ્ટ માંડવો બની રહ્યો છે; પણ એક ન્હાનો બંગલો દેખાયછે, ચાલો આપણે ત્યાં જઇયે.

**सत्यकीर्त्ति.**—મહારાજ! આજની રાત્રી નિર્ગમન કરવાને આ જગ્યા જોઇયે તેવી છે. સૂર્યદેવ આજનું રટણ પૂરૂં કરી રેહેવા આવ્યા છે અને હવે તે સત્વર અસ્ત પામશે. ચંદ્ર ક્યારનોય ઉગેલો આપણા જોવામાં આવેછે. મહારાજ! રાણી અને સેના સર્વે અહિયાંજ છે.

**हरिश्चंद्र.**—બહુ સારૂં, પ્રધાન! આજે આપણે અહિયાંજ છાવણી કરો. અને જોઇયે તેની વ્યવસ્થા કરાવી ઘો.

**सत्यकीर्त्ति.**—મહારાજની આજ્ઞા પ્રમાણે હું કરૂંછું. (કેટલાક દૂતો પાસે હતા તેઓને સૂચના આપે છે.) હું કેટલાક યોગિયોને આણીગમ આવતા જોઉંછું. ઓહો! તેઓનું શરીર કેવું ઉઘાડું અને દુબળું છે! ગુંચાઇ ગયેલી જટા તો પગસુધી ભરાયછે. આંગળિયોના નખ વધીને હાથની આસપાસ વીંટાઈ વળ્યા છે. જંગલમાં પખરાતા વિશાળ ઝાડના પોલાણોમાં અને પર્વતની ગુફામાં તેઓ વાસ કરવાવાળા છે. આલુ, કંદમૂલ અને વનસ્પતિનાં પાંદડાં ઉપર પોતાનો નિર્વાહ ચલાવેછે. વ્યાઘ્રચર્મ અથવા મૃગચર્મ વનકળવિના તેઓ કશા પ્રકારનાં વસ્ત્ર રાખતા નથી. જેઓએ બધી તૃષ્ણા તજી દીધી છે તેમને પછી શાની બાકી હોય? રાજા અને રંક, સોનું અને પથ્થર એમને મને સમાન. પરમાત્માની સાથે એકયતા કરવાની ઈચ્છા આગળ બીજી બધી પ્રકારની ઇચ્છા તેમણે તજી દીધી છે. માણસનો સહવાસ તો તેઓ ક્વચિતજ કરેછે; તોપણ અહો મહારાજ! આપની વર્ત્ત-

ણૂક એવી ઉત્તમ પ્રકારની છે કે એવા એકાન્તવાસી યોગિયો સરખાનું મન પણ આપનાભણી ખેંચાયછે. (તેઓ પ્રવેશ કરેછે.)

**हरिश्चंद्र.**— (તેઓને પગે પડીને.) મારી છાવણીમાં આપ સરખાઓને આદરસત્કાર કરવાને શક્તિવાન થવાથી હું મૃત્યુલોકમાં સર્વ કરતાં પોતાને મ્હોટો ભાગ્યશાલી માની લઉછું.

**योगियो.**—અમારી વૃત્તિ તો આપ જાણોછો. જગતના પ્રપંચમાં અમે પડતાજ નથી એટલુંજ નહિ, પણ જેમ આપ સમજોછો તે પ્રમાણે વાણીથી મન ઉપર અસર થાયછે માટે અમે અમારૂં મુનિવ્રત ક્વચિતજ મૂકિયે છિયે. એમ છતાં પણ આપની સદ્ગુણ ભરેલી વર્ત્તણૂક અમારા જાણવામાં છે તેથી આપના ઉપર મહાસંકટ આવી પડનાર છે તેની આપને ચેતવણી આપવાને અમે આવ્યા છિયે. આ સ્થાન તજીને આપ સત્વર જતા રોહો, દિવસનો ઉદય થતાસુધી રહ્યા તો જાણજો કે દુર્દશાના પંજામાં આવી ફસ્યાજ છો. ઘાતકી વિશ્વામિત્ર આપના ઉપર મહા કોપાયમાન થયો છે. એ હવે લાગલોજ અહિ આવશે અને આપને મળતાંવાંતજ શાપ દેશે અથવા તો ચિરકાલ સુધી દુઃખના ખાડામાં ગગડાવી નાખશે. હરિશ્ચંદ્ર! કાંઈક સમજો અને અમારૂં માનો તો અહિથી સત્વર વિદાય થાઓ.

**हरिश्चंद्र.**—આપણી કૃપા ભરેલી સૂચનાને લીધે હું આપનો અતિ આભારી થયોછું. મને આશ્ચર્ય લાગેછે કે વિશ્વામિત્ર મને ધિઃકારેછે, અને મારા ઉપર કોપ રાખેછે તે શાને માટે! એમની સાથે મેં શું નિરંતર મિત્રતા ભરેલી વર્ત્તણૂક ચલાવી નથી? એ ઋષિ કોપે એવું મનસા, વાચા, અને કર્મણા શું કરચું હશે? મેં તો એવું કાંઈ કરચું નથી. ના, ના, હું એમનાથી દૂર જતો રહું એ તો મને ઘટે નહિ. એમના આવતાસુધી મારે થોભવું અને એમને મળવું; એમજ મને ઘટેછે. જો કોઈ પણ રીતથી એમનો મારા ઉપર કોપ થયો હશે તો હું તે વિષેની તેમની પાસેથી ક્ષમા માગી લઈશ.

**योगियो.**—જે બનવાનું છે તે અહો રાજા! દેવ સરખાથી પણ ફેરવી કે અટકાવી શકાતું નથી. અમે હવે જઇયે છિયે. (એમ કહી જાયછે.)

**हरिश्चंद्र.**—પ્રધાન! આજની મૃગયાથી હું થાકી ગયોછું તેથી હવે આરામ પામવાને જાઉંછું.

## प्रवेश १० मो.

### स्थळ, बंगलानो अंदरनो ઓરડો.

### હરિશ્ચંદ્ર અને રાણી તારામતી.

**हरिश्चंद्र.**—(પલંગ ઉપરથી એકાએક ઉઠીને) પ્રિયા! હવે સવાર થઈ માટે ઊઠ, અને આજ રાત્રે મને સ્વપ્ન આવ્યું છે તે સાંભળ. અરે! એ અશુભસૂચક છે તેથી મને બીકથી કંપારો છૂટેછે. અહો પરમેશ્વર! તું તારા સેવકજનને સાહાય થા.

**तारामती.**— પ્રિય આર્યપુત્ર! મારા જીવનના ઝરા, અને મારા પ્રાણના આધાર! આપ આવા વિકળ કેમ થયાછો! આપને શું સ્વપ્ન આવ્યું તે મને કોહો. જેણે કદિ પણ કોઇને પીડા કરી નથી તેના ઉપર તે પીડા શી રીતે આવનાર છે?

**हरिश्चंद्र.**— તારામતી! મારી પ્રાણપ્રિયા! મારૂં સ્વપ્ન અશુભસૂચક છે તેથી તારા આગળ કેહેતાં મને ત્રાસ ઉપજેછે. એનો ઊંડો ભેદ શો હશે તે મારી ધારણામાં ઉતરી શકતો નથી.

**तारामती.**— અહો પ્રાણપતિ! સ્વપ્નનો ભેદ જ્યારે આપના કળ્યામાં આવતો નથી ત્યારે મારા સરખી એક અજ્ઞાની અબળાના કળવામાં શી રીતે આવે? માટે આપણા મુખ્ય પ્રધાનને તેડાવો. એમનું જ્ઞાન અપાર છે તેથી એજ એનો ભેદ આપણને ઉઘાડો કરી બતાવશે.

(હરિશ્ચંદ્ર, પ્રધાનને બોલાવવાની પ્રતીહારીને આજ્ઞા કરેછે એટલે તે સત્યકીર્ત્તિને લઇને આવેછે.)

**हरिश्चंद्र.**— સત્યકીર્ત્તિ! સ્વપ્નાએ કરીને આજની આખી રાત્રી સંતાપ ભરેલી ગઇછે, તેના અર્થનો ઉકેલો થતો નથી તેથી મને ઘણી ગભરામણ થાયછે. તમે એનો ભેદ સમજાવી શકશો?

**सत्यकीर्त्ति.**— મહારાજ! મારી અલ્પમતિ પોહોંચી શકશે ત્યાં સુધી તો એનો ભેદ પ્રકટ કરવાને હું પ્રયત્ન કરીશ.

**हरिश्चंद्र.**— સાંભળો, મને આ પ્રમાણે સ્વપ્ન આવ્યું. જાણે મારા પિતા મરણ પામેલા મેં જોયા, અને તેમના ક્રમાનુયાયી તરીકે હું તેમના રાજ્યાસન ઉપર બેઠો અને પાંચ સ્ત્રિયો પર-

ણ્યો. ત્યાર પછી થોડી વાર થઇ એટલે એકને તો મેં કોઇ યોગીને આપી દીધી, બીજી હતી તે મારી ઇચ્છા ઉપરાંત થઇને પેહેલીની સંગાથે ગઇ. બાકી રહી ત્રણ,-તેમાંથી એક તો નાશી ગઈ, ચોથી હતી તે આંધળી થઇ અને તેણે પણ મને તજી દીધો. માત્ર એકજ મને ખરેખરી વળગી રહી. આટલું થયું કે પછી મારી આંખ ઉઘડી ગઈ. એણે તે વારૂ કેવી દુર્દશાનું સૂચન કરચું ?

**सत्यकीर्त्ति.**— (થોડીવાર વિચાર કરીને.) મહારાજ! આ સ્વપ્નનો ભયંકર ભેદ કહી સંભળાવતાં મને અપાર ખેદ ઉપજેછે. જે પરિણામ થવાનો છે તે વિષેનો વિચાર કરતાં વાંતજ મારૂં હૃદય કંપેછે. પણ મને ધાસ્તી લાગેછે કે એ પ્રમાણે હવે લાગલુંજ બનવા માંડશે. મહારાજ! સાંભળો ત્યારે એનો ભેદ હું કહી સંભળાવું છું.—પેહેલી સ્ત્રી આપે યોગીને આપી તે અયોધ્યા નગરી છે. એ નગરી લાગલીજ હવે એક ઋષિ તમારી પાસેથી છીનાવી લેશે. તેની સાથે અયોધ્યાનો દેશ અને રાજ્ય પણ આપ ખોઈ બેસશો; તેજ પેહેલી સાથે ગયેલી બીજી સ્ત્રી છે. જે આપની પાસેથી જતી રહી તે આપની રાણી તારામતી છે તેનો અને આપનો વિયોગ સત્વર થવાનો સરજ્યો છે. જેને અંધાપો આવ્યો અને આપને તજી દીધા તે રાજકુમાર રોહિતાશ્વ છે, એ પણ આપને તજીને જશે. આ સર્વેએ આપનો ત્યાગ કરચો પણ માત્ર એકજ સંગાથે રહી, તે કોણ? તે આપની ક્ષીણ થાય નહિ એવી સદાની સોબતણ–આપની દૃઢતા, આપની સદ્ગુણ ભરેલી વર્ત્તણૂક, આપની પ્રીતિવંતી સત્યતા.

અહો દેવ! ત્યારે શું મારા રાજાના ભાગ્યમાં આવું લખ્યું છે? મનુષ્ય પ્રાણીની કીર્ત્તિનો અંત શું આવો આવવાનો? શ્રી મહાદેવ! હરિશ્ચદ્રનું રક્ષણ કરો અને એમના માથા ઉપર આવી પડવાનું આ સંકટ વિદારણ કરો!

**तारामती.**— અહો મારા પ્રાણપતિ! જ્યારે આપણા ભાગ્યમાં આવુંજ લખેલું છે ત્યારે હવે તે કોણ મિથ્યા કરી શકે એમ છે? જેવી આપણા કર્ત્તાની ઇચ્છા તે પ્રમાણેજ બન્યાં જવાનું. હા, આર્યપુત્ર! આ જીવતર પાણીના પરપોટા જેવું છે—મનુષ્ય પ્રાણીની સમૃદ્ધિ એક આભાસ સમાન છે, તો એવી તુચ્છ

વસ્તુઓનો નાશ થતાં ખેદ કરવો જોઇયે નહિ. પણ પ્રિયપતિ! આપના સદ્‌ગુણને સદા નિષ્કલંક રેહેવા દો. આપની સત્યતાને જરા પણ આંચ આવવા દો નહિ: માણુસ તો મરેછે પણ તેની કીર્ત્તિ અમર છે.

---

## प्रवेश ११ मो.

### स्थळ, विश्वामित्रनो आश्रम.

[ રાની ભૂંડ ઘાયલ થઇને પાછું આવી વિશ્વામિત્રને વિનવેછે તેનું તે સમાધાન કરેછે, પછી ધ્યાન ધરેછે અને મંત્ર ભણેછે એટલે નીચવર્ણ-ની બે અપ્સરાઓ પ્રકટ થાયછે. ]

**अप्सराओ.**— મહાન વિશ્વામિત્ર! અમારા સરખી તુચ્છ દાસિયોને આપની શી આજ્ઞા છે? આપની સેવા અમે કેવે પ્રકારે બજાવી શકિયે એમ છે?

**विश्वामित्र.**— કુમારિકાઓ! કોઈ તમારી બરાબરી કરી શકે નહિ એવી સુંદરતા તમને પ્રાપ્ત થાય એવું વરદાન આપુંછું અને વળી સંગીતશાસ્ત્રમાં અને નૃત્યમાં તમને પરિપૂર્ણતા અર્પુંછું, જાઓ હવે તમે, હરિશ્ચંદ્ર રાજા જ્યાં ભટકેછે ત્યાં જઇ પોહોંચો અને એની આગળ તમારી કળા પ્રકટ કરી બતાવો. તમારા સ્વરની મધુરતા એવી જણાવો અને તમારા અભિનય તમે એવા કરી બતાવો કે દેવસરખા પણ તે જોવાને નીચે આવે. આ પ્રમાણે કરીને તમે જ્યારે હરિશ્ચંદ્રને રીઝવી રોહો ત્યારે તુષ્ટિદાનમાં એના રાજ્યનું રૂપેરી છત્ર માગી લેજો, ને જો તે આપવાને ના કેહે તો તેને સાટે તમને તેના અંતઃપુરમાં દાખલ કરે એવી માગણી કરજો.

**अप्सराओ.**— અહો ઋષિરાજ! આપની પ્રસન્નતા જેમ અમે મેળવી શકિયે તેમ કરવાને ચૂકીશું નહિ. હવે અમે આપની આજ્ઞા લઇને જઇયે છિયે. ( જાયછે. )

# प्रवेश १२ मो.

## स्थळ, हरिश्चंद्रनी छावणी.

એક દૂત પ્રવેશ કરેછે.

दूत. (छपयछंद.)

મહારાજ! અપ્સરા અહિં બે અદ્દભુત આવી,
દઈ રૂપભંડાર અજે[1] એ બે ઉપજાવી;
અંગતણા સંયોગ, અને લાવણતા ભારી,
સજી નમુના કાજ, લઇ શ્રમ, એ આકારી;
શોભા શિરઅંબોડા તણી અતિશય જોતાં રાજતી,
રહી મેઘતણી તો શ્યામતા પાછળ પડતી લાજતી.
કમાનસમ વાંકડું ભવ્ય રહ્યું કપાળ રાજી,
ચંદ્રકાન્તિરૂપ કાન્તિ રહી તેમાંહ બિરાજી;
કામદેવનું ચાપ[2] ગયું છે તેથી હારી,
તેજોત્પત્તિસ્થાન નયન બે તેજે ભારી;
આકાર બદામી, ભ્રમરસમ કાળી, અતિક્રૂર સર્વેથી,
એ જેવા મદન કુસુમશર[3] હ્રદયભેદ જરિયે નથી.
ઉગતો દિનકર[4] આપ, કનક રૂપ કિરણ પ્રસારી,
ગગન પાણી પૃથ્વીને કરે હુંફાળી ભારી;
તેને આદરમાન આપવા તાજું થઇને
બેહેકે ખીલી પૂર્ણ કમળ નિજશોભા લઇને;
તેના જેવી મુખકાન્તિ છે, અધર[5] બિમ્બ પરવાળ છે,
વળી શ્વાસ ધરંતા હ્રદયપર તરૂણ શ્રીફળ સમ ઢાલ છે.
કટિ કેસરી સમી, લતાસમ કોમળ કાવે,
છટા ચાલવા તણી, હંસની ચાલ હરાવે;
સુંદરતા અંગની પૂર્ણ જે સર્વે વાતે,
કરી શકે નહિ કોઈ બરાબરી તેની સાથે;
શાં કરૂં વખાણ હું તેમનાં, ચતૂરાઇમાં છે વડી,
અતિ આતુરતાથી આપને ઇચ્છે મળવા આ ઘડી.

---

૧ બ્રહ્માએ. ૨ ધનુષ્ય, કામઠું. ૩ કામદેવનો ફૂલનો બનેલો બાણ.
૪ સૂર્ય, દિવસ કરનાર. ૫ નીચેનો ઓઠ રાતા ઘિલોડા અને પરવાળા જેવો.

**हरिश्चंद्र.**—તેમને પ્રવેશ કરાવ.

**अप्सरा.**—(પ્રવેશ કરીને.) અહો પરાક્રમી અધિપતિ! તારી ચંદ્ર સમાન કોમળ અને અનુકૂળ સુંદરતા ઉપર અમારી આંખો ઠરી ગઇછે! અમસમાન ગરીબ અબળાઓ ઉપર તારી પ્રસન્નતા ચાલુ રાખ. અહો મહારાજ! અમે જાતિયે અધમ સ્રિયો છિયે અને કસબે ગાનારી અને નૃત્ય કરનારી છિયે. અને અહિ પાસેજ રહિયે છિયે-અમારાં ગરીબ ઝુંપડાં પેલા ડુંગરની તલેટી ઉપર છે. આપ મહારાજ કૃપા કરીને અમારૂં ગાવું નાચવું જોશો?

**हरिश्चंद्र.**—અહો યુવતિયો! પંડિતો એવી શીખામણ દેછે કે સ્રિયો ખલતાનો અવતાર છે. તેઓને તમારી સુંદરતાનો અને વશીકરણ ક્રિયાનો ડર લાગતો હોય તો ભલે, પણ હું તો તમારી ગાવાની અને નૃત્યની કળા જોવાને રાજી છું.

**अप्सरा.** ( ગાયછે અને નાચેછે. ) ખમાચ—ઠુમરી.

તુજ મુખ અતિસુખદાય થયુંજી,
નેનાં તારી શરસમ દંશ દેતી બહુજી. તુજ.
ધરની દયા તું રાજા ભારી
વણમૂલની હું દાસી તિહારી
હું વારી ગઇછું, ખોલો મનજી. તુજ.

સબુર. તમે હવે અતિશ્રમ લેશો નહિ. સંગીતશાસ્રની પ્રત્યેક શાખાની ખરેખરી કુશલતા તમે મેળવી છે એવી મારી પક્કી ખાતરી કરી આપવા જેટલું તમે કરી ચૂક્યાં છો. તમારા ગુણ પ્રમાણે તમે ભારે તુષ્ટિદાનને યોગ્ય છો. પ્રધાન, આ યુવતિઓને અલંકાર અને પોશાક તુષ્ટિદાનમાં આપો.

**अप्सरा.**— મહારાજ! અમારે એની તો કાંઇ ખોટ નથી. જગતની તુચ્છ વસ્તુની અમે કશી ગણના કરતાં નથી. સૂર્યવંશના કીર્ત્તિવંત રાજા! જે રૂપેરી છત્રની નીચે બેશીને તું આ જગત ઉપર રાજ્ય ચલાવેછે તે છત્ર ભેટ આપ.

**सत्यकीर्ति.**— યુવતિયો! જે તમે માગોછો તે રાજચિન્હ માંહેલી એક વસ્તુ છે તે શું તમે જાણતાં નથી? આવી માગણી કરીને તમે એક મ્હોટો અપરાધ કર્યો છે, તોપણ એ વિષેનું તમારૂં અજ્ઞાનપણું જાણીને તમને ક્ષમા કરવામાં આવેછે. તમને જે આપવામાં આવેછે તે લઇને તમે તમારી મેળે ચાલતાં થાઓ.

**अप्सरा.**—બહુ સારૂં ત્યારે મહારાજ, જો આપ છત્ર આપી શકો નહિ તો કોઇ બીજી માગણી કરવાની અમને આજ્ઞા આપશો કે નહિ?

**हरिश्चंद्र.**—હા, બીજું ગમે તે માગો.

**अप्सरा.**— સુણિયે ત્યારે મહારાજ. ( પીલુની ઠુમરી ગાયછે અને નાચેછે. )

પ્રિયતમ આજે આવી, કર જોડી જોડીને જાચું
પ્રેમતણું જો દાન દ્યોતો, રીઝી અતિશય રાચું. ટેક.
જ્યારથી જોયો જોબનવંતા જાની તુને
ત્યારથી ઘાયલ પ્રેમે, કીધી ભારે મુને.
પ્રેમપાશમાં હું તો પડીછું પ્રિયતમ પૂરી
પ્રેમના ઘેરાથી ઘેરી જરિયે નહિ અધૂરી.
બીજા બધાથી જગમાં ઉત્તમ પ્રેમને માનું
માટે એનું દાન દ્યો તે ઉત્તમ પ્રમાણું.
સળગ્યો છે મારા અંતરમાં પ્રેમાગ્નિ અતિશય ભારી
તેને તેવા નિર્મલ નીરે સીંચી દે વિદારી.
પવિત્ર પ્રેમ સરે પ્રેમ તો દેવો સંભાળી
એથી બીજી ભારે રીઝ જગતે નાહ ભાળી.
પ્રેમ હ્દદય ગોટો ભાવ મૂકી જે ભાગે
એથી બીજું પાપ પુરૂષને કોહોની કિયું લાગે.
અધો લોકનો અગ્નિ ધિકધિકતો ચોપાસે લાગે
એ તો અતિશય થંડો લેખો પ્રેમાગ્નિની આગે.
બળી મરૂંછું હું તો એવા અગ્નિથી આજે
આપ દયાનું ઉદક દેજો ધીમો કરવા કાજે.
પ્રેમ મંદિરમાંહે કરાવી પ્રવેશ મારો
પ્રિયતમ બનીને મારા ઠરી ઠરી ઠારો.

**सत्यकीर्त्ति.**— અરે દુષ્ટ! આવા મહાપ્રતાપવાન હરિશ્ચંદ્ર રાજાની સમક્ષ આવી અઘટિત માગણી કરતાં શરમ લાગતી નથી? ભોંય, સોનું, જવેર કે પોશાકની કાંઇ અહિ ખોટ નથી, પણ આવાં લંપટતા ભરેલાં અનર્થક વચન કદિ પણ માન્ય રહી શકવાનાં નથી.

**अप्सरा.**— મહારાજ! અમારી મેહેનતના બદલામાં અમે

છેક હલકી રીઝ માગી પણ હવણાં જે અમારી સાથે આવી વર્ત્તણૂક ચલાવામાં આવી તે ઉપરથી જણાઇ આવેછે કે તારે વિષે અમારા સાંભળવામાં જે આવ્યું તેમાં અમે ઠગાયાં અને હરિશ્ચંદ્રના જેવો કૃપણ આજસુધી કોઇ પણ થયો નથી એવું કેહેવાનો અમને સમય મળ્યો. વળી પાસે પુષ્કળ સાધન છતાં જે ગરીબને આશ્રય આપવાને પોતાનો હાથ પાછો ખેંચી લેછે તેના કરતાં ગરજવાનને મળતો આશરો અટકાવવાને જે આડે આવેછે તેને આવતા અવતારમાં ભારે શિક્ષા થાયછે. તું અને તારો નિર્લજ પ્રધાન એ બેમાંથી કોણ વધારે ખરાબ છે એ કેહેવું ખરે મહા કઠિણ છે.

**हरिश्चंद्र.**— પેહેરેગિરો! આ સ્ત્રિયોને અહિંથી દૂર કરો. એઓને મારી છાવણીની પાર કાહાડી મૂકો.

( સ્ત્રિયોને બલાત્કારે ખેંચી લઇજિવામાં આવેછે. ત્યારપછી કેટલીક વારે કોપાયમાન થયેલા વિશ્વામિત્ર, અપ્સરાઓસહિત, આવીને પ્રવેશ કરેછે, તેને પગે પડીને. )

અહો પવિત્રાત્મા! હું આપને નમન કરૂંછું. આપ મારા ઉપર એટલા બધા કોપાયમાન કેમ દેખાઓછો!

**विश्वामित्र.**— ઠગારા! પાપી! વેગળો રેહે. મારા પગ અપવિત્ર કર નહિ. નિરપરાધી બિચારાં પશુ અને પક્ષિયોનો તેં કેવો ઘાણ વાળી નાખ્યો છે! ઋષિ અને યોગિયોના એકાન્તવાસનાં પવિત્ર સ્થાનમાં તેં કેવો ગડબડાટ મચાવી મૂક્યો છે? બોલ! તેં આ ગરીબ કુમારિકાઓનાં મન શા માટે દુખવ્યાં? અરે પ્રજાપીડક દુષ્ટ! આ ગરીબ અબળાઓ પોતાની નૃત્યકળા બતાવાની આશાએ અજાણતાં તારા આગળ આવી પોહોંચી તેઓને કેવી દુર્દશા કરીને તેં કાહાડી તે હવે તું તારી આંખો ફોડીને જો.

**हरिश्चंद्र.**— ઋષિ, જરા શાન્ત થાઓ. મજ સરખા ગરીબ પ્રાણી ઉપર એટલા બધા કોપાયમાન થાઓ નહિ. સિંહ સરખાએ શું ચકલી ઉપર કોપ કરવો? જંગલી પ્રાણિયો જે રાજાની સત્તા નીચેના દેશના પાકનો નાશ કરતા હોય તે રાજાએ તે દેશનું રક્ષણ કરવું જોઇયે એવો તેનો ધર્મ છે તે તો આપનાથી કશું અજાણ્યું નથી. જ્યારે પશુ પક્ષિયોએ અયોધ્યાને ઉ-

જજડ કરવા માંડયું ત્યારે મેં મારા શસ્ત્રવડે તેમનો નાશ કર્યો એમાં શું ખોટું કરયું? વળી અધમ સ્ત્રીની સાથે ક્ષત્રિયે લગ્ન કરવું ઘટે નહિ, તેમજ મારી ધર્મપત્ની તારામતી છતાં બીજી સ્ત્રીનું સ્વપ્નમાં પણ ચિંતવન કરૂં એવું બનેજ કેમ? હું મારૂં રાજછત્ર આપું કે તેનીજ સાથે આ દેશ ઉપરના રાજા તરીકેની મારી સત્તા બંધ થાય તો પછી તે આપવાને મેં ના પાડી તેમાં મારો શો અપરાધ? આ સ્ત્રિયોએ પાપ ભરેલાં અને ધર્મહીન વચન કેહેવા માંડયાં ત્યારે મેં એમને કાહાડી મૂકી, અને મહારાજ, વળી મારા જાણવામાં પણ નોહોતું કે આપ એ જંગલી પ્રાણિયોના અને આ અપવિત્ર સ્ત્રિયોના રક્ષણહાર છો.

**विश्वामित्र.**— હા ખરીવાત, હું સારીપેઠે જાણુંછું કે કપટ રચના કરવાની કુશળતામાં તારા સરખો નિપુણ કહિ પણ મળી શકે એમ નથી. આ જગતમાં નિરંતર એવું થતુંજ આવ્યું છે. એક માણસ બીજા એકનું ગળું કાપીને કેહેશે કે અરે એ તો મારાથી અજાણતાં થઇ ગયું! તારી આગળ મારા શબ્દ વ્યર્થ કાહાડી નાખવાને હું આવ્યો નથી. જા, ઠગારા, હવે તારા પાપનું શુદ્ધિકરણ હવણાં થશે. તને ઘટતો બદલો હવણાંજ મળશે. મારો શાપ હવે તારા ઉપર ઉતરી પડવાની તૈયારીમાંજ છે.

**हरिश्चंद्र.**— કૃપાનાથ! મને ક્ષમા કરો, ડાહ્યા અને મહાન પુરૂષોનો ધર્મ છે કે દોષવાન, અજ્ઞાની, અને જેનાથી ભૂલ થઇ ગઈ હોય તેઓના ઉપર કોમળ દૃષ્ટિ રાખવી. આવા નીચ પ્રાણિયોને માટે મારા ઉપરથી કૃપા ઉતારી નાંખવી આપને ઘટતી નથી.

**विश्वामित्र.**—બસ, હવે મારો કોપ ઘણો પ્રદીપ્ત થયો છે તેને જેણે જાગૃત કર્યો છે તેનો નાશ કર્યાવિના હવે બીજા કશાથી તે શાન્ત થવાનો નથી. માટે હું તને કહુંછું કે તું જો આ અધમ કુમારિકાનો મનોરથ પૂર્ણ નહિ કરે તો સત્વર તું તારી પોતાનીજ મેળે અધમનો દાસ થઇને રેહેશે.

**तारामती.**—મહાન વિશ્વામિત્ર! જ્યારે આપ સરખા અમને પીડા કરવાને તૈયાર થાઓ ત્યારે અમે રક્ષણને કાજે કોની પાસે દોડી જઇયે? મહારાજ, અમને જવાદ્યો, જવાદ્યો.

**सत्यकीर्त्ति.**—જ્યારે રાજાની દુર્દશા થાય ત્યારે પૃથ્વી અને

તે ઉપરનાં સર્વની પણ તેવીજ વલે થાય, અને ઋષિઓનું રાક્ષસોનાથી રક્ષણ કરનાર રેહે નહિ એટલે તેઓ પણ હોમ કરતા બંધ પડી જાય. હરિશ્ચંદ્રે કાંઈ દુભવા સરખુ કરચું નથી માટે મહારાજ, હું આપની પ્રાર્થના કરૂંછું કે આપ ખોટા વિચાર દૂર કરો.

**વિશ્વામિત્ર.**—મારૂં ધારેલું પરિપૂર્ણ કરતાં અટકાવવાને મને કશાની અસર થવાની નથી. થા તૈયાર મારો શાપ ગ્રહણ કરવાને.

**હરિશ્ચંદ્ર.**—દયા કરો, વિશ્વામિત્ર દયા કરો! એક અધમ સ્ત્રીની સાથે કોઇ ક્ષત્રિયે કદિ પણ લગ્ન કરચું સાંભળ્યું છે? શું આ પ્રમાણે ધર્મની અવજ્ઞા કરવી?

**વિશ્વામિત્ર.**—મારી આજ્ઞા માન્ય કર. ખાલી બકવા કરવી જવા દે. આ યુવતિયોની ઇચ્છા પરિપૂર્ણ કરવાને ના કહી કે તેનીજ સાથે તું સદાનો દુખિયારો થઈ પડ્યો જાણજે.

**હરિશ્ચંદ્ર.**—નહિ, કદિ નહિ! મારા શરીરના ચીરેચીરા ઉતારી નાંખો, ગમે તો મને શાપ દો, અથવા ગમે તો મને મારી નાંખો. હા, એ બધું હું રાજી થઇને સહન કરીશ પણ ધર્મનું ઉલંઘન કદિ પણ કરવાનો નથી. વળી વિશેષ કહુંછું તે સાંભળો. જો તમે મારો ધર્મ ચૂકાવાનો બલાત્કાર કરવાનું માંડીવાળો તો હું મારૂં સંસ્થાન, મારૂં રાજ્યાસન, મારો ભંડાર અને મારૂં જે કાંઈ છે તે સર્વે તમને દાન કરવાને તૈયારછું.

**વિશ્વામિત્ર.**—એ વાત માન્ય છે. જોજે, બોલ્યું અબોલ્યું થાય નહિ.

**હરિશ્ચંદ્ર.**—મારો બોલ કદિ મિથ્યા થતો નથી. લ્યો, ત્યારે ગ્રહણ કરો હું તમને મારૂં રાજ્ય, મારી સેના, મારા કારભારિયો અને રાજકોશ ઈત્યાદિ જે મારૂં કેહેવાયછે તે સર્વે આપને અર્પણ કરૂંછું; પેહેરો આ રાજમુદ્રા. લ્યો [ આપેછે. ] ઉપરના દેવ અને નીચેના મનુષ્યો! આ રાજમુદ્રા આપીને તમારી સમક્ષ હું સર્વે સમર્પણ કરૂંછું; અને આ જગ્યા છોડીને હવે જાઉછું.

**વિશ્વામિત્ર.**—હરિશ્ચંદ્ર! તારૂં કલ્યાણ થાઓ. તારૂં નામ સત્યતા અને ઉદારતાનો પર્યાય છે. [ પાસે જે લોકો હાજર છે તેઓને ] અયોધ્યાના અધિપતિતરીકેની મારી આણ બધે ફેરવો. હવે હરિશ્ચંદ્ર તેનો રાજા નથી. ( આણ ફેરવવામાં આવેછે. )

હરિશ્ચંદ્ર, તું મને છોડીને જાય તેના પેહેલાં તારા માથા ઉપરનો મુકુટ, બાંહના બાજુ અને હાથનાં કંકન મારે સ્વાધીન કરતો જા. હું રાજા થયો ત્યારે તો મારે રાજા સરખો ડોળ ધારણ કરવો જોઇયે, માટે તારો સર્વે શૃંગાર મને આપી દે. તેમજ તારી રાણીની પાસેથી અને કુમારની પાસેથી પણ લઇને મારા સ્વાધીનમાં કરી દે.

**हरिश्चंद्र.**—બહુ સારૂં મહારાજ! (પોતાના અંગ ઉપરથી સર્વે ઘરેણું કાહાડેછે, તેમજ પોતાની રાણી અને છોકરાના શરીર ઉપરથી કાહાડીને વિશ્વામિત્રને આપેછે) મહાઋષિ! હવે મને જવાની આજ્ઞા આપો.

**विश्वामित्र.**—હવે વિદાય થા ભાઇ. (તેઓ જવા માંડે છે એટલે) હરિશ્ચંદ્ર, ઉભો રેહે જરા ઉભો. તેં તારૂં રાજ્ય અને તેના દાવાનું બધુંએ આપ્યું એ વાત ખરી. વળી તેં રાજ્યનું ઘરેણું પણ આપ્યું પણ એટલાથી શું વળ્યું! તેં અને સ્ત્રીછોકરાએ મૂલ્યવાન પોશાક પેહેરેલા છે તે જરા કૃપા કરીને ઉતારી આપ.

**हरिश्चंद्र.**—વિશ્વામિત્ર! આ પૃથ્વી ઉપર અમારા બાકીના દિવસ પૂરા કરવાને અમારે દૂર દેશાવરોમાં ભટકવાનું છે. અમે સર્વસ્વ આપી દીધું છે; હવે આપ અમારાં લુગડાં માગોછો! અમારાં બધાં લુગડાં ઉતારી લેવાં ઘટેછે? આપના ગરીબ સેવક ઉપર કાંઇક પણ દયા રાખો!

**विश्वामित्र.**—હરિશ્ચંદ્ર! જે વસ્તુ ઉપર મારો દાવો છે તે આપવાને તું આનાકાની કરેછે કે? વારૂં ત્યારે હું તારા ઉપર દયા કરૂંછું. લો આ ત્રણ ભગવાં લુગડાંના કડકા છે તે તમે અકેકો પેહેરીને મારો મૂલ્યવાન પોશાક મારે હસ્તગત કરો.

**हरिश्चंद्र.**—આપની ઇચ્છા તૃપ્ત કરો. (ત્રણે જણ ભગવાં લુગડાના કડકા પેહેરીને પોત પોતાનો મૂલ્યવાન પોશાક ઉતારી આપેછે.) ઋષિ! હવે અમને વિદાય થવાની આજ્ઞા છે?

**विश्वामित्र.**—હા, આ જગ્યા છોડીને ચાલતાં થાઓ.

**हरिश्चंद्र.**—રોહિત, મારા પુત્ર! અને તારામતી મારી સ્ત્રી! ચાલો મારી સાથેઃ હવે આ દેશમાં આપણે વધારે વાર રેહેવાનું નથી. (તેઓ થોડાંક ડગલાં જાયછે તેવામાં.

**विश्वामित्र.**—હરિશ્ચંદ્ર ! પાછો આવ, પાછો આવ. હરિશ્ચંદ્ર, થોભ, જરા થોભ, હજી તારે મારી સાથે હિસાબ પતાવાનો બાકી રહી ગયો છે. તું શું આ પ્રમાણે મારી વિસ્મૃતિનો લાભ લેવા ધારેછે? જે ધર્મને માટે તું તારીમેળે બણગું ફુકેછે તે આજ તારો ધર્મ? તે આજ તારો સદ્ગુણ? શરમ છે શરમ! ચાલ ઠગારા, થોડા દિવસ ઉપર મેં તારા સ્વાધીનમાં મારૂં સોનું રેહેવા દીધું છે તે મૂકી દે આમ વેગળું. હું માગું ત્યારે તે આપવું એવી સરત કરી હતી તે શું બધું તું ભૂલી ગયો? આ ઠગવિદ્યા તો બહુ સારી!

**हरिश्चंद्र.**—મહારાજ! આપને યજ્ઞસારૂ સોનું આપવાને મેં કહ્યું હતું તે આપ જે રાજભંડારના ધણી થયા છો તેમાં બહુ સંભાળથી સાચવી રાખવામાં આવ્યું છે. મારી પાસે જે કાંઇ હતું તે બધું આપને અર્પણ કરી દીધું છે; અને આપે અમારાં લુગડાં સુધાંત લીધાં છે. હવે વધારે બીજું હું શું કરી શકું?

**विश्वामित्र.**— ખરી વાત; બધું જ્યારે મને અર્પણ કરવામાં આવ્યું અને એક રાજાતરીકે આખા ભંડારનો ધણી હવે હું થયો ત્યારે જે સોનું આગળ તેં મને આપવાને વચન આપેલું પણ મારે સ્વાધીન કરેલું નહિ તે સોનું મારા ભંડારના સોનામાંથી વાળી આપવાનો તને કશો હક નથી. ચાલ એવી પંડિતાઇ કરવી છોડી દે! જો સાંભળ, હું હજી પણ ઉદાર થાઉંછું અને તારી આવી ઠગાઈ ભરેલી ચાલને માટે ક્ષમા કરૂંછું. કેહે ત્યારે કે "મેં સોનું આપવાનું વચન કદિ આપ્યું નથી," અથવા એમ નહિ તો એવું કેહે કે "મેં વચન તો આપ્યું હતું પણ તે પ્રમાણે આપવાને હું બંધાયોછું એમ મારી નજરમાં આવતું નથી." બોલ હવે આ કરતાં વધારે કૃપાદૃષ્ટિ તે હું તારા ઉપર શી કરૂં?

**हरिश्चंद्र.**— એવી રીતનું કથન તો હું કદિ પણ કરનાર નથી. જો મારા બરડાના માંસમાં આંકડો ભરવીને મને લટકાવવો હશે તો હું લટકતો આડો અવળો ગોથાં ખાયાં કરીશ, અથવા જે જે પ્રકારનું દેહકષ્ટ મને દેવામાં આવશે તે હું સહન કરીશ, પણ આ જીભથી જૂઠું તો કદિ પણ બોલવાનો નથી. હા, આપનું સોનું મારી પાસે રહ્યું એ વાત ખરી, અને તે હું

આપને આપીશ. પણ એક માણુસ મારી સાથે મોકલો અને તેને આજ્ઞા કરો કે મારી પાસેથી સોનું લીધા વિના ખસે નહિ.

**विश्वामित्र.**— લોકો કેહેછે કે જ્યારે કોઈનો ઘોડો મરી જાયછે ત્યારે તેને એટલાથીજ પતતું નથી, પણ તેને માટે ખાડો ખોદાવીને દટાવવો પડેછે. તેજ રીતે તારી પછવાડે મારૂં સોનું તો જાયછે અને વળી પ્રવાસ કરવાને સંગાથે સોબતી લઈ જવાને ચાહાયછે. ખરી વાત, ખાતર પછવાડે દીવેલ. મારે તે તારી ઠગાઇનો વાંક કાહાડવો કે મારા ઘાતકી ભાગ્યનો વાંક કાહાડવો? હું માગું તેજ ક્ષણે મારૂં સોનું મારે સ્વાધીન કરવાને તેં વચન આપ્યું અને હવે તે પાછું આપવાને મુદત જોઇયેછિયે. ઠીક, કોઈની સાથે સખતાઇથી ચાલવાની મારી ચાલ નથી એટલે તારી સાથે પણ મારે સખતાઈ ચલાવવી જોઇયે નહિ. ચાલ ત્યારે હું વીસ દિવસની મુદત આપુંછું. પણ જો સરત રાખજે કે વીસમો દિવસ પૂરો થાય નહિ તેના પેહેલાં મારા માણુસના હાથમાં સોનું આપવાનું છે.

**हरिश्चंद्र.**— મારો વિચાર કાશિયે જવાનો છે, તેની અને આ જગ્યાની વચ્ચે ઘણું છેટું છે તે આપના જાણવામાં છે. વળી હું ત્યાં પોહોંચીશ ત્યારપછી સોનું આપવાની પેરવી થશે. માટે હું આપને પ્રાર્થના કરીને કહુંછું કે અડતાળીસ દિવસની મને મુદત આપો.

**विश्वामित्र.**— હું જોઉછું કે તું ઘણો ખેદ પામેછે અને હું તારા વિષે ક્રૂરતા ભરેલી ચાલ ચલાવુંછું એમ ધારેછે. પણ એની કાંઇ નવાઇ નથી, આ દુષ્ટ જગતમાં એમ ચાલતુંજ આવ્યું છે. જ્યારે કોઈ તને રૂપિયા ધીરે ત્યારે તું રાજી થાય અને તેને તું એક માયાળુ મિત્ર ગણિને તેનાં વખાણ કરે; પણ જ્યારે તે રૂપિયા પાછા લેવાને તાણ કરે ત્યારે તારી ધ્યાનમાં એમ આવે કે એ આપણા ઉપર ઘણી સખતાઇ કરેછે, તેથી તેનેજ પાછો એક મ્હોટો શત્રુ ગણીને તેવી ચાલ તેની સાથે ચલાવે. રૂપિયા ધીરનારો પ્રથમ તો શેલડી જેવો ગળ્યો લાગેછે પણ પછીથી લીંબડા જેવો કડવો થઇ પડેછે. ચાલ ત્યારે તને તારા માગવા પ્રમાણે મુદત આપુંછું, પણ જો સરત રાખજે, એમાં કશો ફેરફાર થાય નહિ. જા હવે રસ્તો પકડ. ( તે જાયછે. )

આહા! હું હજી એક વાત ભૂલી ગયો. ઉભો રેહે, તેં મને તારૂં રાજ્ય આપ્યું એ વાત ખરી પણ જ્યાંસુધી મને રાજ્યાભિષેક કરવામાં આવે નહિ ત્યાંસુધી હું રાજા ગણાઉં નહિ. માટે ચાલ મારી સાથે અયોધ્યે, અને મને તારે હાથે રાજ્યાભિષેક કર. જા હવે તું તારી બાયડીને ને છોકરાને સાથે લઇને આગળ ચાલવા માંડ. હું તારી ગાડીમાં બેશીને રાજના અધિકારિયો સહિત સેના સાથે આવી પોહોંચુંછું.

**हरिश्चंद्र.**— હું આપની આજ્ઞા માથે ચડાવુંછું.

## प्रवेश १३ मो.

### स्थळ, अयोध्याना રાજમહાલય ભણીનો રસ્તો.

( હરિશ્ચંદ્ર તેની રાણી અને કુંવર પગે ચાલતાં પ્રવેશ કરેછે તેઓના અંગ ઉપર ગાશી ગયેલું માત્ર ભગવું લુગડું છે. વિશ્વામિત્ર રાજચિન્હથી સેના સહિત પ્રવેશ કરેછે.)

### નગરવાસી લોકો.

**१ लो નાગરિક.**— અરેરે! ત્યારે શું આવોજ બનાવ બનવો સરજેલો! થોડીવાર ઉપર જે જયરથમાં બેશીને પ્રાણિયોને નાશ કરતાં અટકાવવાને આપણાજ ભલા માટે ચડ્યો તેનો રાજવૈભવ અને કીર્ત્તિ આટલી બધી ઉતાવળથી છીનાવી લેવામાં આવી? અરે અમારી આંખોમાંથી આગના ભભુકા છૂટેછે. આવો દેખાવ તે કોનાથી જોઈ શકાય?

**२ जो નાગરિક.**— વિશ્વામિત્ર! તને અમારો માબાપ અને ગુરૂ સમજીને અમે વિશ્વાસ રાખ્યો, પણ એમ ધાર્યું નહિ કે અમારી સાથે તેં ઠગાઇની બાજી માંડી હશે.

**३ जो નાગરિક.**— અરે! આપણો રાજા, આવો સારો, આવો માયાળુ અને આવો નિરપરાધી છતાં આવી સંતાપજનક દુર્દશાએ પોહોંચેલો જોઇને અમારાં કાળજાં ફાટી જાયછે.

**एक छोकरो.**—અરે જુવો! જુવો! પેલા કઠિણ રસ્તાઉપર હરિશ્ચંદ્ર, તારામતી અને રોહિતાશ્વ ત્રણે ઉઘાડે પગે ચાલેછે.

**४ थो नागरिक.**— રાજાના માથાઉપર મુકુટ જોવામાં આવતો નથી, એના કાનમાં કુંડળ નથી; મણિમય સ્કન્ધાભરણ પણ ખભે જોવામાં આવતાં નથી! એની કોટ અડવી છે—સોનાની સાંકળિયો પેહેરેલી નથી, રત્નજડિત કંઠા નથી અને પાણીવાળી મોતીની માળાઓ પણ ઝળકતી દેખાતી નથી.

**एक रजपूत.**— એની તરવાર ગઇ અને એનો રાજદંડ પણ ગયો.

**५ मो नागरिक.**— હીરનો અને મખમલનો કિનારીવાળો પોશાક પણ છે નહિં, અરે તેને બદલે ગેરૂએ રંગેલું એક ચીથરૂં અંગ ઢાંકવાને માટે છે.

**एक स्त्री.**— જુવો પેલી આપણી પ્રતાપવંતી માયાળુ રાણી! એના કોમળ પગ જે એક વાર રત્નજડિત નુપૂરે કરીને વિરાજમાન દેખાતા હતા તે આજે કઠિણ પથરાઓમાં ચાલવાથી છોલાઇ ગયા છે.

**एक छोकरो.**— કુમાર રોહિતાશ્વ, જેને હજી ચાલવાનો પૂરો અભ્યાસ તો પડ્યો નથી એટલામાં એનાં માબાપની સાથે લથડતો ચાલેછે.

**केटलाक नागरिको.**— અરે! હૃદય ફાટી જાય એવો એનો દેખાવ જોઇને ખેદ ઉપજવાથી પાહાડો સરખા પણ પિંગલી જાય તો તેથી શું આ કપટકાર્યભરેલા વિશ્વામિત્રને કાંઇ પસ્તાવો નહિ થતો હોય? અરે દેવ! આ ઘડિયે કયાં સંતાઇ પેઠા? તેઓ શું આવો કોપ ચાલવા દેશે? અરે, આપણા રાજકુટુંબે શાં પાપ કર્યાં હશે વારૂ? આ તે શું જગતનો અંત આવવાનો છે કે અમારી આંખો અમને ઠગેછે?

[ તેઓ હરિશ્ચંદ્રની અને રાણી તથા કુમારની આસપાસ વિંટાઈ વળેછે. ]

**एक वृद्ध नागरिक.**— અહો! અમારા રાજા! અમારા અધિપતિ! તેં તે શું કરયું છે? તું આવી દુર્બલ સ્થિતિમાં કેમ ચાલેછે? અને આ જંગલી માણસને હાથી, ઘોડા અને રથમાં બેસવા દેછે? આ જંગલના અપવિત્ર અને રાખ ચોળેલા માણસ અમારા ઉપર રાજ ચલાવશે તે અમારાથી કેમ સહન થશે? તું શું આ પ્રમાણે અમને તજી દેશે?

**हरिश्चंद्र.**— માયાળુ મિત્રો! હું હવે તમારો રાજા નથી

પણ હવણાં તો હું એક ભીખારી છું. મારા સરખા પાપીને માટે તમે ખેદ કરશો મા; પણ રાજી થાઓ. મેં મારી પોતાની રાજી રજાવંદીથી વિશ્વામિત્ર ઋષિને આ અયોધ્યાનું રાજપાટ અર્પણ કરી દીધું છે. હવે એ તમારા રાજા છે. હું તમોને પ્રાર્થના કરીને કહુંછું કે તમે એની આજ્ઞા પાળજો અને સુખ સંતોષમાં રેહેજો.

**विश्वामित्र.**— હરિશ્ચંદ્ર, આ પ્રમાણે તારી પ્રજાને મારા ઉપર કલકલાટ કરવાને ઉશ્કેરતો નહિ. ચાલ ઉતાવળો મને રાજ્યાભિષેક કરી દે.

**हरिश्चंद्र.**— હવે રાજ્યાભિષેક કરવાને કાંઇ વાર નથી. આ ભૂમિના ભલા રેહેવાસિયો સદા આપના રાજભક્ત રેહેશે.

## प्रवेश १४ मो.

### स्थळ, दरबार.

**विश्वामित्र.**— હરિશ્ચંદ્ર! હું રાજા થવાની રાહા જોઇને બેશી રહ્યો છું.

**हरिश्चंद्र.**— મહારાજ, આ રાજ્યાસન ઉપર બેસો અને પૂર્વદિશાભણી મુખ કરો.

**विश्वामित्र.**— અહો શિષ્ય અને મિત્રો! તમે પણ બેશી જાઓ.

**सिद्ध.**— (સાલીના કાનમાં) ભાઇ! આ દુબળિયા આશ્રમવાસી જનો એમના શરીર ઉપરના વાઘના ચામડાથી અને હરિણના ચામડાથી જાણે વાનરા બેઠા હોયની એવા દેખાયછે. એમને તે અહિ શું કામ હશે વારૂ?

**साली.**— તું ખરી વાત કેહેછે સિદ્ધ. આ બધા માણસોએ આખું જીવતર જંગલમાં કાહાડયું છે તેથી જંગલી પ્રાણિયો હોયની એવા દેખાયછે, તોયપણ હવણાં પાંશરા દોર થયા હોય તેમ નવું જીવતર ચલાવીને જગત ઉપર રાજ્ય ચલાવાને નીકળી પડયા છે. પણ એ ભિખારિયો તે શું કરી શકવાના હતા વારૂ? જો પણે આપણા ગુરૂ બેઠા છે તેમને તો જો.

હાય! મ્હોટો બૂડિયો જાણે! ઉંચી ચડી ગયેલી આંખે જોને વળી આમ તેમ જુવેછે કેવો!

**सिद्ध.**— આપણા ગુરૂ તો એક વાર રાજા હતા; તેથી કદાપિને એ રાજકાજમાં હાથ ઘાલવાની આતુરતા રાખવા જાય તો એમને છાજે એમ છે. પણ બીજા આ બધા જાડા વાળના વાનરાને તે અહિં આવીને ભરાવાનું શું કારણ હશે? જંગલવાસથી અને સાદા ભોજનથી કંટાળીને આરામમાં ઉંઘવાને અને હરિશ્ચંદ્રના ખર્ચેથી એમની ફુડિયો વધારવાને આવ્યા છે કે શું?

**हरिश्चंद्र.**— માંડલિક રાજાઓ, મુખ્ય પ્રધાન, અને દરબારિયો, સેનાધિપતિયો અને તમે સર્વે જે આ ઠેકાણે હાજર છો તે સાંભળો! વિશ્વામિત્ર, અયોધ્યાના નવા અધિપતિ આજે રાજ્યાસન ઉપર બેસેછે. હું મારે હાથે મારો મુકુટ એમને પેહેરાવુંછું (ઋષિને માથે પેહેરાવેછે) અને મારી સત્તા અને મારા સર્વે હક હું એમને સમર્પણ કરૂંછું. એમની રાજસત્તા તમે માન્ય રાખજો અને એમની વચનપાલક પ્રજા તમે થજો. છેલ્લી સલામ મારા માયાળુ મિત્રો તમને છેલ્લી સલામ.

**मांडलिक राजाओ, प्रधानो, अने बीजाओ.**

અમે હરિશ્ચંદ્રની આજ્ઞા માથે ચડાવિયે છિયે અને તમને અમારા અધિરાજા માની માન આપિયે છિયે.

**हरिश्चंद्र.**— વિશ્વામિત્ર, હવે અમને જવાને આજ્ઞા આપો અને આપના માણસને અમારી સાથે મોકલો.

**विश्वामित्र.**— બહુ સારૂં ત્યારે, આ જગ્યા છોડીને હવે ચાલતો થા. મારો માણસ કાલે સવારે રવાને કરીશ.

**हरिश्चंद्र.**— આજ ક્ષણે હું અહિયાંથી ચાલવા માંડુંછું. અને આ નગરના દરવાજા બાહાર આપના માણસની વાટ જોતો બેસુંછું. પણ હું અયોધ્યાપુરી છોડીને જાઉં તેના પેહેલાં બે બોલ કેહેવા દેવાની પ્રાર્થના કરૂંછું. આ ભૂમિની પ્રજા નિરંતર રાજભક્તિ બતાવીને રૂડી વર્ત્તણૂકથી ચાલતી આવી છે. તેમનો વાંક કાહાડવાને મને કદિ પણ એકે કારણ મળ્યું નથી એટલા માટે અહો મહારાજ! મારી છેલી વિનતિ આપને એટલીજ છે કે આ પ્રજાની ઉપર આપ નરમાશથી અને કૃપાદષ્ટિથી રાજ્ય ચલાવજો. કદાપિને અજાણતાં કોઇનાથી કાંઇ વાંક થઇ જાય તો

મારી પ્રાર્થના એટલીજ છે કે આપ દયાવાન થઇ તેને ક્ષમા કરજો.

**विश्वामित्र.**— ઠીક, ઠીક, એ બધું મારૂં કામ છે. તારૂં ડાહાપણ મારે કાંઈ કામ લાગવાનું નથી. કેમ હવે તું તારે માર્ગે પડેછેકની? પણ જો ગાંડા માણસ આ પ્રમાણે તું તારો દેશ છોડીને જાય તેના પેહેલાં તું જે જે ખોઇ બેઠોછું તે સર્વે પાછું મેળવવાનો હજી પણ એક વાર હું તને લાગ આપુંછું. તું તારી મેળે એકલોજ તારૂં સત્તાનાશ વાળેછે એટલુંજ નહિ પણ તારા ભેગું તારી બાયડીનું અને તારા છોકરાનું પણ તેમજ કરે છે. તું મૂર્ખાઈ કરીને આવડો બધો આડો શું કરવાને થાયછે? જો ડાહ્યો હોઉં તો મારી સલાહ માન અને પેલી નાચનારિયોની ઇચ્છા પ્રમાણે કર; જો તારે તારૂં રાજ્ય અને સત્તા પાછાં મેળવવાં હોય તો.

**हरिश्चंद्र.**— મહારાજ! આપની કૃપા મારા ઉપર ઘણી થઇ તો પણ આપનું કેહેવું તો કદિ પણ માન્ય રાખનાર નથી. મેં જે સર્વ આપને સમર્પણ કરયુંછે તે હું કદિ પાછું લેનાર નથી. હવે હું અહિથી સર્યુ નદીના કિનારા ઉપર જઇને બેસુંછું અને આપનું માણસ મને આવી મળશે નહિ ત્યાંસુધી હું ત્યાંથી ખસીશ નહિ.

**विश्वामित्र.**— એક મૂર્ખને તે આવી પડતી દુર્દશામાંથી કોણ અટકાવી શકે? કર ત્યારે તને સૂઝતું. જા, અહિયાંથી જા, ચાલવા માંડ.

બીજો અંક સમાપ્ત.

---

# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ, સર્યુ નદીનો માર્ગ.

**હરિશ્ચંદ્ર.**— (રાગ સીતાજીના મહિનાનો.)

ચાલ પ્રાણપ્રિયા મુજ આજ, પ્રવાસને કાજ રે,
સર્યુતીરનાં ઝાડની હેઠ, સૂવાનું છે આજ રે.
ખેદ પામે રખે મારી વા'લી, નથી ફળ એ થકી,
મન વાળ્યે સંકટ ટળી જાય, એવી કશી નહિ વકી.
જન્મ મરણનો એક અગાધ સાગર ભરયો જોઇયે,
તેનું ઉછળે અતિશય નીર, વિપત્તિ વંટોળિયે.
તેથી તેના મોજાકેરીમાંહ, ઝલાયછે જીવ જે,
નવ ઉગરે ઝપાટાથી તેહ, ભૂંડા હાલ નીપજે.
મુજ સરખાની સત્તા ને રાજ્ય, વળી કીર્ત્તિ વડી,
એક સ્વપ્નાની પેરે એહ, જતી રહી અબ ઘડી.
ત્યારે હુતી ન્હોતી થઇ જાય એવી વસ્તુ રાખવા,
કેહેની ઇચ્છા કરવી કેમ, ખોટું ફળ ચાખવા.
સારો સોનાતણો ચળકાટ, અને સત્તા જોઇને,
બને મનુષ્યનું મન દાસ, થોડી વાર મોહીને.
પણ સારાં ભાગ્યે તેની બેડીથી આપણ છૂટવે,
સાવધાને પરમ પુરૂષાર્થે, બહુ ફાવશે હવે.
જોઈ સંકટ સોસતા તારા રોહિતાશ્વ સુતને,
રખે પ્રીતિને માટે પીડાય, મારા સમ છે તને.
વિશ્વામિત્રની ઉપર તેમ, રખે રોષ આણતી,
સર્વે દુઃખનું કારણ એહ રખે એમ જાણતી.
પૂર્વભવ કેરા પાપનાં ફળ એ આપણ હવે ચાખિયે,
ઋષિ સરખા પણ એના ભોગ એવું મન રાખિયે.

મારા પુત્ર રોહિતાશ્વ! એક વેળા મેં ચિંતવ્યું—
મારી પૂઠે થશે તું રાય, હવે તે મિથ્યા હતું.
તારા બાળપણાની માંહ જીવતર દુઃખ જાળમાં,
તું તો સપડાયો, પણ મારા બાળ! લાવીશ નહિ ખ્યાલમાં.

(હરિશ્ચંદ્ર તેમને લઇ ચાલવા માંડેછે.)

**નાગરિકો.**— (તેમની પછવાડે જઇને) હરિશ્ચંદ્ર! હરિશ્ચંદ્ર! આપ શું અમને આ પ્રમાણે તજી દઇને ચાલતા થાઓ છો? અમે આપના પ્રત્યે રાજભક્તિ ચલાવી તેનો શું આપ આવો બદલો આપો છો! અમે કોઇ પણ રીતે આપને માઠું લગાડયું છે શું કે આપ આ પ્રમાણે દેશવટો લોછો? અરે નહિ, અમે આપને એકલા જવા દેનાર નથી. આપ જ્યાં જ્યાં જશો ત્યાં ત્યાં અમે આપની પછવાડે ચાલ્યા આવીશું. અમે અમારા જીવની દરકાર કરતા નથી; અમે અમારા કુટુંબની પરવા રાખતા નથી; અમે અમારા ખેતરની કે ભોંયની કશાની પણ દરકાર રાખતા નથી. અરે આપ સરખા ગુહાર વિના અમારે એ શા કામનું છે? (વિલાપ કરેછે)

**હરિશ્ચંદ્ર.**—નાગરિકો! તમે વિલાપ કરશો મા. મેં મારી ખુશીથી રાજીખુશીથી મારૂં રાજ્યાસન વિશ્વામિત્રને અર્પણ કરી દીધું છે. એમાં એમને માથે કશો દોષ નથી. મારે હવે તમને મૂકીને જવું પડશે, માટે તમે સર્વે પાછા વળો અને ઋષિના રાજ્યની છાયામાં સંતોષ રાખીને રોહો. સર્વે પ્રકારની સમ્પત્તિની તમને પ્રાપ્તિ થાઓ એવો મારો આશીર્વાદ છે.

**નાગરિકો.**— ત્યારે આપ શું આટલી બધી અમારાપ્રત્યે ક્રૂરતા બતાવોછો? અને અમને અહિયાંથીજ પાછા વળવાનું કોહોછો?

**હરિશ્ચંદ્ર.**— અહો મારા મિત્ર! હું તમને પ્રાર્થના કરીને કહુંછું કે વિશ્વામિત્રની સાથે મેં કોલકરાર કર્યો છે તે તમે સર્વે મળીને મારી પાસે ભંગ કરાવો નહિ. ભાઇઓ, તમે સર્વે હવે પાછા વળો. (રોકેછે.)

મારી પ્રાણપ્રિય સ્ત્રી! મારા જિવન પુત્ર! જુઓ પણે આઘે લિલોતરી ભરેલા આ મહા સર્યુ નદીના કિનારાની બખોલોમાં ઘોળાશ મારતા ફીણના કેવા ગોટા બાઝેલા જણાયછે.

( આગળ ચાલેછે. ) આ જગ્યા બહુ સારી છે, આ ઠેકાણે આપણે આવો વિશ્રામ કરિયે.

( સર્વે પાછા વળેછે. )

## प्रवेश २ जो.

### स्थळ, सर्यु नदीनो किनारो.

રાજ્યના કારભારિયો, લશ્કરના નાયકો, અને સેનાધિપતિયો પ્રવેશ કરીને.

મહારાજ! અમે તો આપની પછવાડેજ આવીશું; અમે તો આપના વિના રહી શકિયે નહિ. આપનું લુણ ખાધું તો હવે આવી વેળાએ તે હરામ કરવું? વિશ્વામિત્રની બીક રાખીને આપ અયોધ્યાનો ત્યાગ શા માટે કરોછો? એ શું એટલો બધો બળવાન છે? એના જેવા પવિત્ર માણુસને ઘટે નહિ એવી એ ઠગાઇની બાજી ખેલ્યો છે. એ તો મોતનું ઘરાક છે. અરે મહારાજ, જો કદાપિ ગાય પોતાના ધણીને મારવા જાય તો તેને પણ મારી નાંખવામાં કાંઈ પાપ નથી.

**हरिश्चंद्र.**— અરે નહિ, મારા માણુસો નહિ. મારા સરખા અયોગ્ય પ્રાણીને માટે એવા અઘટિત વિચાર ના કરો. પાછા વળો અને વિશ્વામિત્રના રાજ્યમાં સલાહ શાન્તિથી રોહો.

**कारभारियो.**— મહારાજ! જેણે આપની સાથે આવી દગાભરેલી ચાલ ચલાવી તેને માટે તે અમારા મનમાં કશું પણ શાનું હોય? એણે શું ઠગાઇ કરીને આપની સર્વે માલમિલકત પડાવી નથી લીધી? અરે આપનાં લુગડાં સરખાં પણ એણે શું ઉતારી નથી લીધાં? જે સોનું આપની પાસે નહિ તે સોનું શું એણે આપની પાસે નથી માગ્યું? અને વળી તમને બધાંને અબઘડી માણુસ મોકલીને તે શું કેદી બનાવાનો નથી

**સેના.**—નહિ, રાજા નહિ, એવું નિર્દયપણું અમારાથી સહન થઈ શકે નહિ, આપ સરખાની સેવા બજાવામાં બીહીકણા ઠરીને અમે અમારૂં શૂરાતન વગોવાના નથી; માટે મહારાજ અમે હાથ જોડીને પ્રાર્થના કરિયે છિયે કે વિશ્વામિત્રને હવણાં કતલ કરવાની

અમને આજ્ઞા આપો કે આપનો વાજબી હક આપને પાછો મળે.

**नायको.**—મહારાજ, એમ કરવામાં કાંઇ પાપ નથી, કાંઇ અપરાધ નથી. અમને ખાલી અટકાવો નહિ.

**हरिश्चंद्र.**— અહો મારા મિત્રો! તમારાં મન કેવાં ઘાતકી વિચારોથી ઘેરાઇ ગયાં છે! આવી દુષ્ટ ધારણા કરવી જવાદો. તમારા પિશાચી પ્રયત્નોને હું કદિ પણ ટેકો આપી શકવાનો નથી. અરે એટલુંજ નહિ, પણ તે સંબંધી વાત થતી સાંભળવામાં પણ પાપ છે. વિશ્વામિત્ર સરખા જ્યારે રાજ્યની ઇચ્છા કરે ત્યારે મારે તેની કશી ગણત્રી નથી. વળો પાછા અને એમની આજ્ઞામાં વર્ત્તો.

**कारभारियो, सेनपतियो, अने नायको.**—જો આપનો એવો દૃઢ નિશ્ચય હોય–જો આપની એવીજ આજ્ઞા હોય તો તેનું ઉલંઘન અમે કરી શકતા નથી. અમે હવે પાછા વળિયે છિયે. મહાન પરમેશ્વર આપના અને આપના કુટુંબ ઉપર તેની કૃપાનો વિસ્તાર કરો.

( વિશ્વામિત્ર હરિશ્ચંદ્રના મુકામમાં અદૃશ્ય રહીને બધું સાંભળતો હતો તે સ્વગત. )

**विश्वामित्र.**— મારૂં ધારેલું પરિપૂર્ણ કરવાને માટે બીજું વધારે તે હું શું કરૂં? હજી લગણ તો મારાથી કશું બની શક્યું નથી. મેં અઢલક ધન માગ્યું અને તે હરિશ્ચંદ્રે લાગલુંજ આપ્યું. મેં તેને જંગલમાં ઘસડીને ઘણા પ્રકારનાં સંકટથી અજમાવી જોયો પણ તેનો તો એણે કશો દરકાર કરચો નહિ, ને ઉલટો પશુ પક્ષિયોનો ઘાણ વાળી દઇને વરાહને ઘાયલ કરચું. મેં એને મોહિત કરવાને અપ્સરા મોકલી પણ તેઓના પાશમાં એ આવ્યો નહિ. છેવટે મેં એનું રાજ્ય છીનાવી લીધું, શેરિયોમાં ભટકતો એક ભીખારી બનાવી દીધો અને તેનાં લુગડાં સરખાં પણ ઉતારી લઇને હલકો પાડચો તોયપણ આ અભિમાની માણસે નમ્યું આપ્યું નહિ. એ એની બાયડીનું અને છોકરાનું દુઃખ આંખો આગળ દેખેછે પણ તેથી જરાય ડગતો નથી. હવે આથી વધારે તે બીજું હું શું કરૂં!

( એકાએક હરિશ્ચંદ્રને દેખા દઈને ગાભરો બનાવી દેછે. )

હરિશ્ચંદ્ર! તું તારાં માણસોને ઉશ્કેરીને મારો જીવ લેવરાવાનો

ઉપાય યોજતો હતો ? તારે શું અધર્મઉપર અધર્મજ કર્યાં કરવા ? જંગલનાં અવાચક અને નિરપરાધી પ્રાણિયોનો કચ્ચરઘાણ વાળી નાંખીને તું ધ્રાયો નથી ? પેલી બિચારી ગરીબ અબળાઓને નિરાશ કરી નાખીને તું સંતોષ પામ્યો નથી ? હવે ત્યારે છેલ્લો મારોજ ઘાણ વળાવાનો તેં નિશ્ચય કરચો છે ? અરે દેવ ! હવે તે હું આવા માણસનું શું કરૂં ? તારા ઉપર તે મને વિશ્વાસ કેમ આવે ? દુષ્ટ ઘાતકી ! મારો હવે તું ખ્યાલ મૂક. મારે તારો દેશ જોયતો નથી અને તારૂં રાજ્યાસન પણ જોયતું નથી. લે તું તારૂં બધુંએ પાછું. મારાથી તો અયોધ્યામાં નિર્વિઘ્ન રહી શકાય નહિ. હું મારી મેળે મારી મઢીમાં વસવાને પાછો જાઉંછું; બધા રાજધન કરતાં મારો જીવ મારે મન વધારે મૂલ્યવાન છે.

**हरिश्चंद्र.**— આપ જે અપરાધ મારે માથેં મૂકોછો તે મેં કરચો નથી. તોપણ આપને માઠું લગાડવા જેવું જરા પણ કાંઇ મારાથી થઇ ગયું હોય તો હું આપની પાસે ક્ષમા માગી લઉંછું. જે આપનું કેહેવાઇ ચૂકયું તે મારૂં હવે કદિ પણ થનાર નથી, માટે મહારાજ આપ પધારો અને સુખેથી રાજ્ય ચલાવો. હું તો આપના માણસની રાહા જોતોજ માત્ર અટકી રહ્યો છું.

**विश्वामित्र.**— મૂઢ ! તારી હઠનું ફળ હવે તને સત્વર મળશે. જોજે હવે મારો વાંક કાહાડતો. હું તો તારે માટે થાય તે કરી ચૂકયો.

[ ધ્યાન ધરીને મંત્ર ભણેછે એટલે નક્ષત્ર નામે એક માણસ ઉત્પન્ન થાયછે.]

**नक्षत्र.**— મહારાજ વિશ્વામિત્ર ! હું તમારી આજ્ઞા માથે ચડાવીને તમારી હજુરમાં રજુ થયો છું. મને શું કામ સોંપવાનું છે ? આજ્ઞા કરો એટલીજ રાહા જોઉંછું.

**विश्वामित्र.**— નક્ષત્ર ! સાંભળ. તારા કેદી તરીકે આ માણસ હરિશ્ચંદ્ર, એની બાયડી તારામતી અને એનો છોકરો રોહિતાશ્વ તને સોપુંછું. એ મારાં દેવાદાર છે. એક માણસ હાથી ઉપર ચડીને ગોફણવતે ગોળો ફેંકે તે જેટલો ઉંચો જાય તેટલો ઉંચો ઢગલો સોનું હું એમની પાસે માગુંછું. પણ હજી લગણ એમણે મને આપ્યું નથી. તારૂં કામ એમની પાસેથી જેટલું સોનું મળે તેટલું મજરે લેવાનું છે. તેને માટે તારા ધ્યાનમાં આવે એવા ઉપાય યોજજે. પણ અડતાળીસ દિવસ પૂરા થાય નહિ

તેના પેહેલાં મારૂં સોનું મને પાછું આણી આપવું જોઇયે. ગમે તો એમને ઠોકજે, એમની ચામડી ઉકેલી નાખજે, સાંકળે બાંધજે, કે તારી ધ્યાનમાં આવે તે કરજે.

**नक्षत्र.**— હું કોઇની શરમ રાખું એવો નથી, તમે જે પ્રમાણે કોહોછો તેજ પ્રમાણે મારૂં કામ બજાવીશ. એની બાયડી કદાપિને વિલાપ કરશે, એનો છોકરો ચીસો પાડશે, મિત્રો વચ્ચે પડશે તોયપણ હું કાંઇ દરકાર કરનારો નથી; જ્યાં સુધી એ દેવાળિયો સોનું આપશે નહિ ત્યાંસુધી હું એને જંપવા દેવાનો નથી. જો એ આપવાને વાર કરશે તો હું એને આદમપાક આપવાને ચૂકવાનો નથી. હું એના વાંસાઉપર મ્હોટું વજનદાર પથ્થરનું ગચ્છુ મૂકીને એને ચલાવીશ, એને હાથે વિંછુવા બઝાડીશ, એની મૂછોના વાળ ટૂંપી નાંખીશ અને એની ટોક હું એવી સજ્જડ બાંધી લઇશ કે માત્ર એક વેંહેતના દોરડાનોજ ખપ પડશે. તમે થોડી વાર જુવો અને પછી જુઓ કે હું કેવો સેહેલાઇથી એની પાસેથી સોનું કઢાવી લઉંછું.

**विश्वामित्र.**— ( એકાન્તમાં નક્ષત્રને ) નક્ષત્ર ! એની પાસેથી સોનું કઢાવી લેવાનુંજ મુખ્ય કામ નથી. જેમ તેમ કરીને પણ એની પાસે જૂઠું બોલાવવું છે માટે એને તું સારી પેઠે અડાવજે, અને તને સૂઝે એટલાં દેહકષ્ટ દેજે. જો એનાથી દુઃખ સહન થઇ શકે નહિ તો પછી જૂઠું બોલવાને પટાવજે. જો એમ કરવાને તૈયાર થાય તો અતિશય નમ્રતા અને માયા બતાવજે અને મારી પાસે પાછો લઈ આવજે.

**नक्षत्र.**— બહુ સારૂં મહારાજ.

**विश्वामित्र.**— હરિશ્ચંદ્ર ! તું અને તારી બાયડી તેમજ તારો છોકરો ત્રણે આ નક્ષત્રનાં કેદી છો. ખબરદાર એ સાદા મનના બ્રાહ્મણના છોકરા સાથે જો કાંઈ કપટ કર્યું તો. એની સાથે અતિ માનથી વર્ત્તજે અને એની સર્વે આજ્ઞા પાળજે. એ ભૂખાળવો છે માટે જ્યારે જ્યારે એ ખાવાનું માગે ત્યારે ત્યારે એને તૃપ્ત કરજે, અને ટુંકામાં એટલુંજ કેહેવાનું કે પ્રવાસમાં જેમ એ સુખી થાય તેમ કરજે.

**हरिश्चंद्र.**— જ્યાંસુધી મારામાં પ્રાણ છે ત્યાંસુધી તો નક્ષત્રની સારી સેવા ઉઠાવવાને હું ચૂકનાર નથી.

**नक्षत्र.**— ના ભાઇ, તે એમ નહિ. એક કેદી તરીકે હું તને મારા કબજામાં લઉં તેના પેહેલાં, હું તારી પાસેથી શી શી આશાઓ રાખુંછું તેની મારે તને ચેતવણી આપવી જોઇયે. પેહેલું તો એ કે હું પૂજ્ય અને પવિત્ર બ્રાહ્મણ છું તે તારે સારી પેઠે ધ્યાનમાં રાખવું, અને તેટલાજ માટે બીજું તને એજ કેહેવાનું કે તારી સર્વે પ્રકારની વર્ત્તણૂક મારા પ્રત્યે અતિશય માન ભરેલી થવી જોઇયે. ત્રીજું એ કે તારે મને મૂકીને નાશી જવું નહિ. ચોથું એ કે તારે તારી બાયડીને અને છોકરાને પોબાર ગણી જવાની ખોટી સલાહ આપવી નહિ. પાંચમું જો સંભારી રાખજે.—જ્યારે જ્યારે તને શિક્ષા કરવાનું મને વાજબી લાગે ત્યારે ત્યારે તારે ચેં કે ચૂં કાંઇ પણ કરવું નહિ. છઠ્ઠી અથવા છેલ્લી ચેતવણી એટલીજ આપવાની કે અડતાળીસ દાહાડા પૂરા થયા પછી એક ક્ષણ વાર પણ મને વિદાય કરવાને વાર કરવી નહિ.

**हरिश्चंद्र.**— ભાઇ નક્ષત્ર ! અમારા ઉપર જ્યારે તારી સંપૂર્ણ સત્તા છે ત્યારે અગાઉથી ઠરાવ કરી લેવાનું શું પ્રયોજન છે ? તને રાજી રાખવાને અમારૂં જેટલું ચાલશે તેટલું અમે કરીશું? ચાલો ત્યારે આપણે હવે જવા માંડિયે ( સર્વે જાયછે. )

## प्रवेश ३ जो.

### स्थळ, काशीनो मार्ग.

**सत्यकीर्त्ति.**— ( હરિશ્ચંદ્રને મળવા જતાં ) અરે, આખરે આવોજ પરિણામ થયો ? ત્યારે શું પક્ષપાત કરવો એજ દેવની ખરી રીત છે એમ ઠરચું ? પણ અરે આવી બડબડ મારે શું કરવાને કરવી જોઇયે ? જ્યારે દેવ પણ શનિશ્ચરના ઝપાટામાંથી બચી શકતા નથી ત્યારે માણસ પછી કીસ ગણુતીમાં. જોશિયો કેહેછે કે વેહેલાં મોડાં પણ સર્વે માણસોને માથે શનિની દશા આવી ચોંટેછે. હરિશ્ચંદ્રની હવણાં શનિની દશા બેઠી છે. તેથી કરીને એના આવા માઠા હાલ થઇ ગયા. પણ મારે શું આ દુઃખનો દેખાવ જોવો ? હરિશ્ચંદ્રની કીર્ત્તિ ગઇ તો મારે શું કરવાને હવે જીવવું ? એની સખાવતે કરીને પોસાયો છતાં આવો

દેહકર્મી બન્યોછું તો શું હવે એની કૃપાને અપાત્ર થઈ પડવું? અરે એને અને એના કુટુંબને કેદી કરીને ઘસડી લઇ જવામાં આવ્યાં અને હું અહિ ખેદનો ડોળ કરતો ઉભો રહ્યોછું. ત્યારે ઓ આંધળા દેવ! મારા હાથમાં તે હવે શું રહ્યુ છે? અરે તમે ડુંગરા, અરે ગુફા, ઓ ઝાડ સમસ્ત, અરે નદીનાળાં! તમે કેમ તમારી સહજ સ્થિતિમાં છો? આવો ત્રાસદાયક દેખાવ જોઇને તમને કશી પણ દયા નથી આવતી? હું જેના ઉપર ઉભો રહ્યોછું એવી ઓ પૃથ્વીમાત, તું પણ આ રાજાને કાંઇ આશ્રય આપતી નથી? પેલી પતિવ્રતા દેવી તારામતી, આ ભૂમિની રાણી, ચીંથરેહાલ સ્થિતિમાં કાદવ કચરામાં ચાલેછે. અને આ મહાન રાજ્યના યુવરાજ રાજકુમાર રોહિતાશ્વ પગ ઘસડતા ચાલેછે, હવે બધું ચતાનું ઉંધું અને ઉંધાનું ચતું થઇ ગયું. બધું ઉંધું વળ્યું તોપણ તેની કોને પડી છે? મારે શું તેમને હવે તજી દેવાં જોઇયે? (હરિશ્ચંદ્રના આગળ દોડી જઇને) મહારાજ! આપ કયાં જાઓછો? (ગળગળિત થાયછે.)

**हरिश्चंद्र.**— સત્યકીર્ત્તિ! તમે આવડા બધા હૈયાસૂના શું કરવાને થાઓછો? રાજ્ય પ્રત્યેના ધર્મ ભૂલી જઇને તમે અહિયાં શું કરવાને આવ્યા છો? મારા વિષેની વાત તમે જરા પણ ધ્યાનમાં લાવશો નહિ. જ્યારે કોઇનો મિત્ર મરી જાય ત્યારે તેની પછવાડે તેણે પણ મરી જવું જોઇયે એમ તમે ધારોછો? તમે ઘણું જાણોછો એટલે તમને શીખામણ દેવા જેવું રહ્યું નથી. જાઓ ભાઇ, હવે તમે પાછા વળો.

**सत्यकीर्त्ति.**— મારા રાજા, મારૂં છત્ર, મારા માથાના મુકુટ! આપ એમ બોલો નહિ. રાજસત્તાની હું પરવા રાખતો નથી, પૈસો મારે મન ધૂળ બરાબર છે, મારૂં જીવતર હું એક તંખલા જેવું ગણુંછું. મારો આપના પ્રત્યેનો પ્રેમ એજ મારૂં ખરૂં ધન છે, આપજ મારા પૂજ્ય છો અને આપજ એકલા મારૂં સર્વસ્વ છો. આપે કરારમાં મને પણ વિશ્વામિત્રને વેચ્યો છે એમ આપ ગણોછો? ના એમ થાય કેમ? હું આપનો એકલાનોજ તાંતણે બંધાયલો દાસ છું તો આપને મૂકીને એક ક્ષણ વાર પણ મારાથી જુદાં પડાય નહિ.

**हरिश्चंद्र.**— પ્રધાન! કોઇ તમારી બરાબરી કરી શકે નહિ

એવા તમે જ્ઞાનવાન છો, તો હું તમને પ્રાર્થના કરીને કહુંછું કે તમારા ધણીને કોપાયમાન કરવાનું તમે કારણ ઉત્પન્ન કરો નહિ અને જેનો પાર આવે નહિ એવા સંકટના ખાડામાં તમે ઝોપલાવો નહિ. જેણે પાપ કર્યાં હોય તેણે એકલાએજ તેનાં ફળ ચાખવાં જોઇયે. મારો બોજો તમારે તમારી પીઠ ઉપર શું કરવાને લઈ લેવો જોઇયે? ભાઈ હવે તમે અહિયાંજ ઉભા રોહો. અહિથી તમે પાછા વળો, મારા મિત્ર હવે તમને છેલ્લા જુહાર!

**सत्यकीर्त्ति.**— મહારાજ! હું દૃઢનિશ્ચય કરીને આવેલો છું, તેથી હવે ભાગ્ય પોતે પણ એમાં કશો ફેરફાર કરી શકનાર નથી. એમ કરવામાં મારા જીવનું જોખમ થાય તો ભલે; ઇન્દ્રનું વજ્ર મારા ઉપર ટૂટી પડે તો ભલે; મને ગમે તો આગના ઢગલામાં ભલે નાંખી દે; ઘાતકી વિશ્વામિત્ર નઠારામાં નઠારો શાપ દઇને મને છો દુઃખી કરતો; મારૂં જે થવાનું હોય તે છો થતું, પણ હું તો પાછો જવાનો નથી. આપનીજ પછવાડે હું આવવાનો, આપના દુઃખમાં અને આપના સંકટમાં હું ભાગિયો થઈશ અને એટલી આપને શાન્તિ પમાડીશ. હું આપનો મંત્રી માત્ર સમ્પત્તિની વેળાનો હતો? અને હવે વિપત્તિની વેળામાં મારે શત્રુ થઈ પડવું?

**हरिश्चंद्र.**— પ્રધાન, મારા શાણા પ્રધાન! ત્યારે તમે શું મારી વ્યાકુલતામાં વધારો કરવાને ઇચ્છોછો? તમારે મારી આજ્ઞા લોપવી ઘટે? મારી પ્રિયા અને મારો પુત્ર એ બેજ મારી સાથે રેહેવાં જોઇયે. તમે વળો હવે પાછા. તમારા કુટુંબનો તમે ત્યાગ કરો નહિ.

**सत्यकीर्त्ति.**— ત્યારે હું તો આપને મન ગ્રાહીત નહિ વારૂ? અને સ્રીપુત્ર એકલાંજ આપને વાહાલાં? આ પ્રમાણે મારી સાથે અવિશ્વાસ ચલાવવો જોઇયે? હું આપની સેવામાં વળગ્યો રહ્યો તે શું આવી વેળામાં નાંખી દેવાને માટે? ધન ફરીને આવે અને આરોગ્યતા પાછી સુધરે પણ મિત્રાઈમાં એક વાર ટૂટ પડી તે પાછી ફરીને સંધાતી નથી. આપને અહિયાં વિખુટા પડતાં ઉભો ઉભો જોયાં કરૂં તેના કરતાં આ વડના ઝાડની ડાળિયે ફાંસો ખાઇને મારા દુખિયારા જીવતરનો અંત આણું તે બેહેતર છે. (ફાંસો ખાવા જાય છે.)

**हरिश्चंद्र.**— અરે મારા વાહાલા મિત્ર! હવે બહુ થયું. તમે

એકાએક અવિચારી થઇને તમારા દેહના ઉપર બલાત્કાર કરો મા. જો તમારો એવોજ નિશ્ચય હોય તો ચાલો ત્યારે અમારી સાથે, કદાપિને તમારા ભાગ્યમાં પણ અમારી પેઠે દુઃખ ભોગવવાનું સર્જ્યું હશે તો તે કોનાથી મિથ્યા થાય?

**सत्यकीर्ति.**— મારા મુરબ્બી! જ્યારે આત્મા જાય ત્યારે દેહનો પણ તેનીજ સાથે નાશ થવો જોઇયે. તેમજ જ્યાં જ્યાં રાજા જાય ત્યાં ત્યાં તેના પ્રધાને પણ જવુંજ જોઇયે.

**नक्षत्र.**— અરે આળસુઓ, આટલી બધી ઢીલ કેમ કરવા માંડીછે? થાઓ આગળ, ચાલવા માંડો. (એમ કહી નેતરની સોટીવતે માર મારેછે) એ કેવી લાગી હવે?

(તેઓ આગળ ચાલવા માંડેછે તેવામાંજ રસ્તા વચ્ચે ધિક ધિકતી રેતીનું એક રણ બની જાયછે.)

**रोहिताश्व.**— પિતા! મારાથી આ તાપ વેઠાતો નથી; અરે આ ભોંય તો અંગારાના જેવી ધિકધિકે છે. માતા! મને એમાંથી ઉગાર હું બળી મરૂંછું.

**तारामती.**— મારા વાહાલા પુત્ર! તને આવો દુઃખમાં તરફડિયાં મારતો જોવાનું મારા ભાગ્યે આવી પડયું? અરે મુખમલની સુવાળી ગાદિયો અને ફૂલની ગુંથેલી સાદડિયો ઉપર જેણે રમતાં દોડાદોડ કરેલી તેને બદલે આગના ભભુકા નીકળતી આ રેતીમાં દોડવાનું આવ્યું! મારા વાહાલા કુમાર! હું તે હવે શું કરૂં? (રડેછે.)

**हरिश्चंद्र.**— અરે રે! આગે બળતી આ પૃથ્વીની સપાટી આપણને બાળી મૂકેછે. મારૂં છોકરૂં કરમાઈ જવા આવ્યું છે, તારામતી તેને આશ્રય આપવાને રડેછે અને હું મૂર્તિની પેઠે સ્તબ્ધ બની ગયો છું.

**सत्यकीर्त्ति.**— રોહિતાશ્વ, મારા વાહાલા કુંવર! આપનાથી આ દુઃખ સહન થતું નથી, તો આવો મારી પાસે હું આપને તેડું. (તેડેછે.)

**हरिश्चंद्र.**— મારી પ્રાણપ્રિયા! તારાથી તાપ સહન નહિ થાય આવ હું તને મારા હાથમાં લઉં.

**तारामती.**— મારા પ્રાણપતિ! એમ તો કદિ પણ બને નહિ. જે હાથમાં પરાક્રમરૂપી દેવી વિરાજમાન થયેલી છે તે હાથનું

હું રોકાણુ નહિ કરૂં. ના, ના, સ્ત્રીની શ્રેષ્ઠતા પતિ કરતાં વધારે ગણવી ના જોઇયે.

**नक्षत्र.**—અલ્યા હરિશ્ચંદ્ર! આ તે શું કેહેવાય? આ રેતીમાં આગના ભભુકા તેં શા માટે મૂકી દીધા છે? મારાથી તો એના ઉપર ચાલી શકાતું નથી. તું આવીને મને તેડ, નહિકર હું તો મરી જવાનો.

**हरिश्चंद्र.**—ભાઇ નક્ષત્ર, તને કશી પીડા નહિ થવા દઉં આવ હું તને ઉચકું. (તે નક્ષત્રને પોતાને ખભે બેસારે છે.)

**नक्षत्र.**—હા, હવે તે મને સારૂં લાગ્યું. ચાલવા માંડ હવે.

(તેઓ રેતીનું બળતું રણુ મહાકષ્ટે પસાર કરી જાયછે એટલે થોડે આઘે જતાં સાપ, વિંછી અને બીજા ઝેરી પ્રાણિયોથી પખરાઈ ગયેલો માર્ગ આવેછે.)

**तारामती.**—આર્યપુત્ર! આ સાપ અને વિંછીની વચ્ચે થઇને આપણાથી શી રીતે જવાશે? અરે જુવોની તે આપણી પછવાડે ધાયછે. મારા છોકરા! આવ મને આવીને વળગી પડ. ઝેરી જનાવરો આપણને ડંકેછે. આપણાં શરીર તો કાળાં મેશ જેવાં થઈ ગયાં છે. પીડા ઘણી ગહન થાયછે.

**हरिश्चंद्र.**—અરે દેવ! હજી લગી શું મારા પાપનો બદલો વળી નથી રહ્યો? હવે તમે અમારો ફૂટકો નહિ કરો! મોત, તું હવે કેમ આવીને ખબર લઈ જતું નથી?

**नक्षत्र.**—અરે કેદિયો! આ અંગારા છૂટતા રણુની બળતી આગથી અને સૂર્યના તીક્ષ્ણુ તેજથી અને અસહ્ય ગરમાઇથી હું બળી મરૂં છું એટલુંજ નહિ, પણુ વળી ઝેરી પ્રાણિયો કરડીને ખાઈ જાય એવી જગ્યામાં મને ખેંચી આણ્યો છે તેથી મને લાગેછે કે તમે સર્વેએ મળીને મારૂં કાટલું કાહાડવાનો ઉપાય કર્યો છે. અરે! અધૂરામાં પૂરૂં વળી મારા બેશી જતા કંઠને સમા રાખવાને પાણીનું એક ટીપું પણુ મળતું નથી. ઓ ચોર! તમે મને આહયાં શું કરવાને લાવ્યા? અરે, પણુ જુવોની પણે!

(જંગલી પ્રાણિયોનો એક ઘોર તેમના માર્ગ વચ્ચે આવી પડેછે.)

પેલો હાથી તો ચીસો પાડી મૂકેછે; અરે જોની પેલો વાઘ આપણો કોળિયો કરવાની રાહા જોતો લપાઇ બેઠો છે; અરે પેલો સિંહ તો આપણા ઉપર છલંગ મારવાની તૈયારીમાંજ છે;

આ ભયાનક જંગલી પાડો તો શીંગડાં વતે પૃથ્વી ફાડી નાંખતે મેઘની ગર્જનાની પેઠે બરાડી રહ્યો છે. અરે એ બધાંની વચ્ચે થઇને આપણાથી તે કેમ જઈ શકાશે? નારે મારા બાપ, મારાથી તો જવાય નહિ. હું તો આ ચાલ્યો પાછો. મારે તો હવે સોનું નથી જોયતું.

**हरिश्चंद्र.**—નક્ષત્ર, ડરીશ નહિ; મારા પડખામાં આવીને ઉભો રેહે, હું તારૂં રક્ષણ કરીશ.

**सत्यकीर्त्ति.**—અલ્યા બ્રાહ્મણ! આવી રીતે તું અમને સંતાપ નહિ. તારી રીતભાત તો ખરેખરી એક વેશ્યાના જેવી છે, તે પોતાના મરવા સૂતેલા યારને કેહેશે કે મરતા પેહેલાં મારા ગુજરાનની વ્યવસ્થા કરતો જા, તેમ તું કરતો દેખાયછે. તારી પેઠેજ અમે દુઃખ વેઠિયે છિયે તે શું તું જાણતો નથી. આપણે આડે માર્ગે જઇને આ પ્રાણિયોની પીડા મટાડીશું. આપણે હવે ગૌમદી નદીની લગભગ આવ્યા છિયે એટલે શાન્તિ પામવાને કાંઇ વાર નથી.

**नक्षत्र.**—આ તારી તોછડાઇ તો ધમકીને કૂદી પડે એવી દેખાયછે. કોઇ માણસનાં લુગડાં કાંટા ઝાંખરામાં ભરાઇ ગયાં હોય તો તે હળવે રહીને છોડાવવાં જોઇયે કે એમને એમ? હું તમારા હાથમાં સપડાઈ ગયો છું તો તમે મને હવે ફાવે તેમ કરો, પણ ચાલો હવે ચાલો આગળ. આ પ્રાણિયો મારૂં માન રાખતાં હોય એમ જણાયછે; જુવો! એ બધાં વેરાઇ જવા માંડેછે.

(તેઓ ગૌમદી નદિયે જઈ પોહોંચેછે.)

**सत्यकीर्त्ति.**—ભાઈ નક્ષત્ર! જો હવે આપણને પુષ્કળ પાણી મળી આવ્યું. નાહાઈ લે તારી મેળે, અને જરા નીરાંત વાળીને બેશ. હું આ પાસેના જંગલમાં જઇને કાંઇ કંદમૂળ, ફળ, ભાજીપાલો એવું લઇ આવું. (તે જાયછે.)

**नक्षत्र.**—બોલ હરિશ્ચંદ્ર! છેવટે તું જૂઠું બોલ્યો કે નહિ; તારૂં મોત આણવાને તેં દેવતાઓને પ્રાર્થના કરી અને જમને જાચ્યો, તેમ છતાં હું તો તને જીવતો દેખુંછું, ત્યારે તું જૂઠો પડ્યોકની?

**हरिश्चंद्र.**—મારો અપરાધ થયો હોય તો ક્ષમા કર. મારી

પ્રાર્થના ઉપર કોણે ધ્યાન આપ્યું છે! અને કદાપિને હું ખરેખરો મુવો નથી તો મુવા જેવોજ થયોછું. હવે આપણે સર્વે થોડી થોડી વિશ્રાન્તિ લઇયે. આ કિનારાના ઝાડની છાયા નીચે મને જરા સૂવા દે.

( સત્યકીર્ત્તિ, કંદમૂળ, મેવો અને ભાજીપાલો લઈને આવેછે. )

પવિત્ર બ્રાહ્મણ! આમાંથી તારી નજરમાં આવે તે ખાઇને તું તારી મેળે તારી ભૂખને શાન્ત કર.

**नक्षत्र.**—ગંડુર માણસ! તમે મને જંગલનું જનાવર ધારોછો કે શું જે હું આવો ઘાસપાલો ખાઉં? નહિ નહિ; મારે તો સારા રાંધેલા ચોખા, ખડી જેવું દૂધ અને ગળ્યું ગળ્યું મધ જોઇયે. જા જઇને એ બધું લઇ આવ, નહિકર મારીને દૂશ કાહાડી નાંખીશ.

**तारामती.**—પવિત્ર માણસ! તું આવો દયાહીન કેમ થયો છે? તું જાણતો નથી કે મનુષ્ય પ્રાણીના રેઠાણથી આટલે બધે આઘે, એક ઉજ્જડ અરણ્યમાં અમારો કાંઈ ઉપાય રહ્યો નથી, તેથી અમે લાચાર બની ગયાં છિયે? અમે ચોખા કે દૂધ કે મધ તે અહિયાં કયાંથી લાવિયે? માટે ભાઇ, આમાંથી જે રૂચે તે ખા, નમેહેરો થા નહિ. તારામાં શું હ્દદય નથી કે તું ભાઇ કે બેહેન વિનાનો છે કે અમારી સાથે આટલા બધા કઠોરપણાથી વર્ત્તેછે?

**नक्षत्र.**—દુષ્ટા! જવાદે તારી લવરી. સ્ત્રી એ સદા પુરૂષની ઘાતક છે. જા, મારે કશુંએ જોયતું નથી. હું તો હવે આ સૂતો મરવાને.

( ઉંઘી જાયછે. હરિશ્ચંદ્ર, તેની સ્ત્રી અને પુત્ર તથા પ્રધાન મૂર્છામાં પડી રેહેછે. તેઓ થોડી વારમાં પાણીના અને ગર્જનાના અવાજથી ભડકી ઉઠેછે. )

**नक्षत्र.**—અરે દુષ્ટ! પાપિયો! આ શું છે તે જુવો તો ખરાં. આખું આકાશ આપણા ઉપર ટૂટી પડેછે અને ભારે વાવાઝડું મચી રહ્યું છે ને વાદળાંમાંથી પાણીના ધોધેધોધ પડેછે. વીજળીના ચમકારા અને કડાકા કેવા ભયંકર થાયછે! અરે જુવો તો ખરાં, પ્રાણિયો ચારેમગ દોડમદોડા કરી રહ્યા છે. મહા મ્હોટી રેલ જુવોની આ! નદી તો ચારે કાંઠે છલ્લાઇ જાયછે, ભારે મોજા કેવા આકાશમાં ઉછળેછે! અરે, જે સપા-

ટામાં આવેછે તે બધુંએ ઘસડી લઇ જાયછે. જંગલનાં માણુ-સનાં મડદાં, પશુ અને પક્ષિયો ઝાડોમાં ભરાઈ ગયેલાં કેવાં ઘસડાઇ જાયછે! અરે આ પ્રવાહની પાર ઉતરવાને કોની હિંમત ચાલે! આ તો મોત આવી પડ્યું રે મારા બાપ, કોઇ મને સાહાય થાઓ અને મને ઉગારો રે!

**हरिश्चंद्र**.—પૂજ્ય મહારાજ! ચાલો આપણે પેલા ડુંગરા ઉપર ચઢી જઇયે. હવણાં જ્યારે તોફાન બંધ પડી જશે અને પાણી ઉતરી જશે ત્યારે આપણે પાર જઈશું.

(તેઓ ડુંગરા ઉપર દોડી જાયછે, અને પાણી ઉતરી જવાની વાટ જુવેછે. જ્યારે પાણી ઉતરી જાયછે ત્યારે હરિશ્ચંદ્ર તથા સત્યકીર્ત્તિ, નક્ષત્ર, તારામતી અને રોહિતાશ્વને ખભે બેસારીને નદી ઉતરેછે.)

**नक्षत्र**.—હાશાશ! છેવટે આપણે અહિં આવ્યા, અલ્યા ઉંધી બુદ્ધિના અને પૂરેલા મગજના હરિશ્ચંદ્ર! અમને બધાંને આવી વિપત્તિઓમાં શું કરવાને ઝોકાવી દેછે? એક લગાર જેટલું જૂઠું બોલને જે અમારો મૂલ્યવાન જીવ જોખમમાં પડવાની પછી કશી અગત્ય રેહે નહિ! કેહેની ભાઈ, બોલની, એક ન્હાના સરખા જૂઠામાં તે તારૂં શું જાયછે?

**हरिश्चंद्र**.—ભાઈ, તું હવે ક્ષમા કર. ચાલ ઉતાવળા આ-પણ જઇયે. હવે દિવસ તો થઇ રેહેવા આવ્યો છે.

(તેઓ આગળ ચાલેછે અને રાત્ર પડી જાયછે.)

**सत्यकीर्त्ति**—મહારાજ! બહુ અસુર થઇ ગયું. કાળકંત્રાણુ સરખી અંધારી રાત પડી ગઇ, અને માથા ઉપર એક તારા સરખો પણ ચળકતો નથી. મને તો લાગેછે કે આપણે આડે માર્ગે ચડી ગયા છિયે. પણ જુવો મહારાજ, પણે વેગળું પેલું કાંઈક દેખાયછે. ભડકા થાયછે અને ઓલાઇ જાયછે. વળી ધુંધાટ મચી રહેલો પણ સંભળાયછે. ઉભા રોહો, અહિં ઉભા રોહો. એ તે શું હશે વારૂ?

(ભૂતાવળી પ્રવેશ કરેછે.)

મહારાજ, આપણે તો ભૂતના સ્થાનમાં આવી પડ્યા છિયે. જુવોની પણે પેલી મોટી ભૂતાવળી આવતી જણાયછે તે! તેઓ કેવાં બિહામણાં દેખાયછે! એમના સામાં કોનાથી થઈ શકાય? અરે આ તો જબરૂં ટોળું આવતું જણાયછે. માંહ જવાન છે

ને ઘરડાં છે; ન્હાંનાં છે ને મ્હોટાં છે તે બધાં આપણને માન આપવા આવેછે. તેઓ કેવાં નાચી કુદીને આનંદ પામતાં જણાયછે? તેમના મ્હોમાંથી આગની જ્વાળા છૂટેછે; એમના પગ તો ધરતિયે અડતા નથી; તેઓ આકાશમાં અધ્ધર ચાલેછે. એમના હાથમાં લોહીલોવાણ થયેલાં મનુષ્ય પ્રાણીનાં શબ છે તે જોયાં? તેઓ તેમને કચરી નાંખીને તેમનું માંસ ભક્ષણ કરેછે. આ જગ્યા બધી લોહીમાંસવાળી ગંદવાડ ભરેલી છે. દીપડાં અને તરસ તેમની પછવાડે ઘુઘવી રહ્યાં છે, શિયાળ અને કૂતરાં તેમની પાછળ ચાલેછે. એ હવે પાસે આવી પોહોંચ્યાં. શિવ આપણું રક્ષણ કરો!

**नक्षत्र.**—આ શું બધું બિહામણું! હરિશ્ચંદ્ર, આ તે શું કેહેવાય! જો આ ભૂત મારા સામાં તાકી રહ્યાં છે. મારો જીવ જવાની હવે વેળા આવી (ધ્રુજેછે.) હવે મારૂં રક્ષણ કર. સોનું બોનું કાંઈ તારી પાસે માગતો નથી.

**हरिश्चंद्र.**—ભાઈ નક્ષત્ર! ગભરાઈશ નહિ. આવી જા અમારી વચ્ચે.

(તે છપાઇ જાયછે, અને ભૂત તેમના મ્હો આગળ આવીને આનંદથી કૂદવા મંડી જાયછે.)

**भूतनो नायक.**— માનવી, ન્હાનકડાં માનવી, મનુષ્યજંતુ! મારી બેઅદબી કરતાં તમે એમનાં એમ ચાલ્યાં આવોછો? જુવો ત્યારે તમારી વચ્ચે પેલો બ્રાહ્મણ છે તે વિના તમે બધાં મારાં આજની રાતનાં ભક્ષ છો.

**हरिश्चंद्र.**— પિશાચ! આ પવિત્ર બ્રાહ્મણને તેં બાતલ કર્યો તેથી મારી ખાતરી થાયછે કે તું કાંઇ ખોટું કરનાર નથી. અમે તો અમારી મેળે જાણિયે છિયે કે આ પૃથ્વી ઉપર જે દેહ ધારણ થાયછે તેજ દેહ પાછો નાશ પામેછે, ત્યારે મરણ આવવાથી શું થવાનું છે? જો એ મોત અમને હવણાં ઉગારે તો જાણવું કે તે કોઈ બીજી વારને માટે અમને સંઘરી રાખેછે. ભલા અને માયાળુ પિશાચ! અમારો સર્વેનો ભેગો નાશ કરી નાંખ; અમે અમારા ભાગ્યને શરણ થવાને તૈયાર છિયે.

**नक्षत्र.**— (ધ્રુજતો) હરિશ્ચંદ્ર! હરિશ્ચંદ્ર! તું આ પ્રમાણે મને તજી દે તેના પેહેલાં એ પિશાચની સાથે કરાર કરી લે કે મને પછી કાંઈ અડચણ કરે નહિ.

**हरिश्चंद्र.**—તારે બીહીવાનું કાંઈ કારણ નથી. તું તો તારી મેળે સુખરૂપ રેહેવાનો.

**भूतनो नायक.**— જુવો સાંભળો ! તમે તો બધાં ઘણાં પાતળાં છો, માટે તમને મારવામાં કાંઇ માલ નથી. પણ ધારીને જોતાં આ જવાન બ્રાહ્મણ જંગલી ભૂંડના જેવો ઠીક રાતો માતો જણાય છે માટે એ એકલો અમને આપી દો, બીજાનો અમારે ખપ નથી.

**नक्षत्र.**— ( બહુ ત્રાસથી બૂમ પાડીને ) અરે દેવ ! અરે હરિશ્ચંદ્ર ! તું ચક્રવર્ત્તી રાજા છે, આ વેળાએ મને સહાય થા. મારૂં રક્ષણ કર, મારૂં રક્ષણ કર. હું હવે સોના માટે તને કદિ પણ પજવવાનો નથી અને હવેથી ઘણીજ સલુકાઈથી તારી સાથે ચાલીશ.

**हरिश्चंद्र.**— ભાઈ! તારો વાંકો વાળ થવાનો નથી. તું શાન્ત થઇને ઉભો રેહે.

**नक्षत्र.**— મને ત્યારે તારા પડખામાં લપાઇ જવા દે. અને હાથવતે બાઝી રેહેવા દે. (તે હરિશ્ચંદ્ર તથા સત્યકીર્ત્તિને બાઝી પડેછે.)

**हरिश्चंद्र.**— ભૂતપતિ ! હું મારા અંતઃકરણથી તને કહુંછું કે જો અમને ત્વરાથી યમરાજના ન્યાયાસન આગળ પોહોંચતા કરીશ તો તારી અમારા ઉપર મ્હોટી કૃપા થશે. બ્રાહ્મણને તો તારે અડકવું નહિ; અમારૂં ભક્ષણ કરી જા.

**भूतनो नायक.**— ( કોપથી દાંત પીશીને. ) અરે શું તું મારી આજ્ઞાનો ભંગ કરેછે ! અને તું શું અમને બ્રાહ્મણ નહિ આપી દે ?

**हरिश्चंद्र**— અમારાથી એને આપી દેવાય નહિ. અમેજ માત્ર તારાં બલિદાન છિયે. ( એટલામાં પરોઢિયું થાયછે અને ભૂત અદૃશ્ય થઇ જાયછે. )

**नक्षत्र.**— અરે માનવિયો ! જો હું હોત નહિ તો તમારા બધાંએનું કાટલુંજ નીકળી ગયું હોત ! મારૂં જોર કાંઇ જેવું તેવું કેહેવાય નહિ. જુવોની, મારાથી ડરી જઇને ભૂત કેવાં અલોપ થઈ ગયાં ? ( એકાએક ક્રોધ કરીને ) તમે મને ઉડાવ્યાં કરોછો તે હવે હું સહન કરવાનો નથી. હરિશ્ચંદ્ર, મૂકી દે આમ મારૂં સોનું, હવે હું વધારે વાર થોભવાનો નથી. મારૂં સોનું આપ્યાવિના એક ડગલું પણ આગળ ભરવાનો નથી, અરે એક તસુ પણ નહિ.

**हरिश्चंद्र.**— તારા ગરીબ સેવકો ઉપર જરા તો દયા રાખ. અહિથી કાશી કાંઈ બહુ આઘે નથી. હું ત્યાં પોહોંચ્યો કે તરતજ તારૂં સોનું તારે સ્વાધીન કરી દઈશ.

( તેઓ આગળ ચાલવા માંડેછે. )

( હરિશ્ચંદ્રના મુખ આગળ વિશ્વામિત્ર પ્રકટ થાયછે. )

**हरिश्चंद्र.**— રાજાર્ષિ! હું તમને પ્રણામ કરૂંછું. આપને આ ઠેકાણે કેમ પધારવું પડયું? પ્રજાએ આપના રાજ્યની સામે બંડ મચાવ્યું છે કે શું? મને આપ શી આજ્ઞા ફરમાવોછો?

**विश्वामित्र.**— જવાદે તારૂં નામ, મૂઢ! મારે તારી સલા' બલા જોઇતી નથી. આમ જો, તારા રાજ્યનું ધૂંસરૂં મારી ખાંધ ઉપર મૂકીને હવે હું મારી પૂજા પાતરી વીસારી દેવાનો નથી; માટે જા તું તારી મેળે તારૂં રાજ્ય સંભાળી લે.

**हरिश्चंद्र.**— જે મેં કર્યું તે નહિ કર્યું કદિ થવાનું નહિ. ઋષિ મહારાજ! હવે તો અયોધ્યાના ખરા અધિપતિ તો આપજ છો.

**विश्वामित्र.**— હજી હઠ છોડવી નથી કે? અનુભવ થયો છતાં પણ તારા જડ મન ઉપર કાંઇ અસર થતી નથી કે? તારા ભાગ્યમાં દુ:ખના બરાડા પાડવાજ લખ્યા છે કે? નહિ, હરિશ્ચંદ્ર! ડાહ્યો થા, તારા પ્રેમાગ્નિથી બળી જતી પેલી બે ગરીબ કુમારિકા ઉપર જરા દયા આણ. તું શું સ્ત્રિયોનો કાળ છે? તેમને તારા અંત:પુરમાં રાખી લે. અથવા એમ જો તારી ધ્યાનમાં ઉતરતું હોય નહિ તો એક જરા સરખું જૂઠું બોલ. એટલું કેહે કે "તમારૂં સોનું મારી પાસે લેણું નથી" કે પછી લાગલોજ હું તને તારા રાજ્યાસન ઉપર પાછો બેસારી દઉં.

**हरिश्चंद्र.**— મહારાજ! ખોટું કામ કરવાનું હું કદિ પણ માન્ય કરવાનો નથી. આપના સેવકને હવે ક્ષમા કરો.

**विश्वामित्र.**— અલ્યા ગાંડા માણસ! તું શું એમ ધારેછે કે કાશીમાં તારી વાટ જોઇને કોઇ બેશી રહ્યું છે—અને તું જઇશ તેવો લાગલોજ ધનનો ઢગલો તને આપી દેશે?

( નક્ષત્રે કેદિયોની ઉપર મેહેર રાખી એમ કહીને વિશ્વામિત્ર તેને ઠપકો દેછે અને હવેથી ઘણી પજવણી કરવાની આજ્ઞા કરીને અદશ્ય થઈ જાયછે કે લાગલુંજ તેમને અગ્નિએ ભરેલું અરણ્ય ઓળંગવાનું આવેછે. )

**नक्षत्र.**— અરે આનો છેડો તે ક્યારે આવવાનો? દેવાદાર તરીકે તમે સહન કરો પણ હું એક નિરપરાધી બ્રાહ્મણ તે મારે તે શું કરવાને આવાં સંકટ અને જોખમમાં આવી પડવું જોઇયે? એક પીડાનો અંત આવતો નથી એટલામાં તો જાણે કે બીજું તૈયારજ છે. આખું અરણ્ય અંગારાથી ધિકધિકી રહ્યું છે. આ તત્વો પણ તારી સામે લડાઈ મચાવી રહ્યાં છે કે શું? જબરો પવન વાઇને અગ્નિના ભડકાને આકાશ સુધી પોહોંચાડે છે અને ચારે દિશામાં તેનો ફેલાવ કરી મૂકેછે. અરેરે, આપણે બધા હવે સપડાઇ ગયા. નાશી જવાનું કહિંએ બારૂં નથી. હરિશ્ચંદ્ર! તમે બધાં બળી મરો પણ હું ઉગરૂં એમ કરો.

**हरिश्चंद्र.**—જો આપણામાંથી કોઇનું પણ બલિદાન આપવામાં આવે તો હવણાં અગ્નિદેવ શાન્ત પડે અને આપણને પીડા કરતા બંધ પડી જાય. આપણામાં હુંજ મોતને સ્વાધીન થવાને ખરેખરો પાત્ર છું માટે હું બલિદાન થઇને હોમાઉંછું. પ્રધાન! આ બ્રાહ્મણને અને મારા કુટુંબને તમારા સ્વાધીનમાં કરૂંછું.

**सत्यकीर्त्ति.**— અહો મહારાજ! જો આપ જીવતા રેહો તો જગત સમૃદ્ધિવાન થશે, સર્વે સદ્‌ગુણનો પ્રસાર થશે, અને વિશ્વામિત્રનું દેવું વળાશે. પણ મારૂં જીવતર કશા કામનું નથી, માટે હું પ્રાર્થના કરીને કહુંછું કે મને મરવા દો અને મારા રાજાને ઉગારવાનું માન મને મેળવી લેવા દો.

**हरिश्चंद्र.**— સત્યકીર્ત્તિ! એમ થાય નહિ. તમે જીવતા રેહો અને મારી સ્ત્રીને અને પુત્રને આશ્રય આપનાર થાઓ. મને તમે અટકાવો નહિ. આ આગમાં મને પડવા દો. તારામતી, રોહિતાશ્વ, આ જગતનો આપણો સહવાસ હવે બંધ થાયછે. સર્વશક્તિમાન, પરમેશ્વર તમારૂં સર્વેનું રક્ષણ કરો! આગના ભડકા, પાસે આવી પોહોંચેછે માટે હવે મારે તેને શરણ થવું જોઇયે.

**तारामती.**— (તેને હાથે ઝાલી રાખીને) આર્યપુત્ર! આપ સારી પેઠે જાણોછો કે પતિની પછવાડે સ્ત્રિયે જીવવું નહિ. કેમકે જેના જીવન વડે જે જીવેછે તેના ગયા પછી તેનું જીવતર તેને કશા કામનું રેહેતું નથી. પવિત્ર ગાંઠની બંધાયલી અર્ધાંગનાનો પ્રેમ, મનોવિકારને સ્વાધીન થયેલી ગણિકાના જેવો હોતો નથી. મહારાજ! જ્યારે જંગલી પારધી જંગલના એક પક્ષી સરખાને

હણેછે ત્યારે તેની સાથેનું બીજું ઝુરી ઝુરીને મરણ પામેછે. મારા શિરછત્ર! આપની તુચ્છ સ્ત્રીને હવે હોમાવા દો.

**રોહિતાશ્વ**.—પિતા! માતા! જ્યારે તમે મરવાનો નિશ્ચય કર્યો ત્યારે પછી મારી શી વલે થવાની? એક બાળક પોતાના માબાપનો કેટલો બધો ઓશિંગણ અને દેવાદાર છે તેની ગણતરી થઇ શકતી નથી માટે મને જેટલા પ્રેમથી ઉછેર્યો છે તેટલા પ્રેમને હું પાત્ર છું એવું મારો દેહ આપીને મને દેખાડી આપવા દો. અરે મને હોમાવા દો.

**તારામતી**.—મારા વાહાલા કુમાર! આટલું બધું ડાહાપણ તું કયાંથી શીખ્યો? અરે મારા કુલદીપક! આ શીખામણ તને વિપત્તિએ આપી? પણ મારા પ્રાણ, અગ્નિદેવને બલિદાન આપવાને મેં તને ઉછેર્યો નથી; માટે તારી માતાને મરવા દે.

**નક્ષત્ર**.—ચોર! ગુલામ! કેદિયો! ત્યારે તમે બધાં એકઠાં મળીને મારૂંજ કાટલું કહડાવાની યુક્તિ કરોછો કે? ત્યારે તમે ઉઘાડા પડો અને ચોખ્ખે ચોખ્ખું કહી દો. મને આ આગના ભભુકામાં નાંખી દો અને તમે તમારી મેળે સુખેથી તમારા જીવ ઉગારો. બોલો ત્યારે હું ઉદાર નહિ?

**તારામતી**.—ના મારા પ્રાણપતિ, મને અટકાવો નહિ. મારા વાહાલા કુમાર! હવે તું મને જવા દે (બલાત્કારે આગમાં દોડી પડે છે.) અગ્નિ! હવે હું તમારી પાસે આવીછું. અહો અગ્નિદેવ! કદિ પણ મેં કે મારા પતિએ કોઇને દુભાવ્યું હોય કે તેમની મતા લઇ લેવાનો લોભ કર્યો હોય, અમે કદિએ પણ કોઇ ડાહ્યાનો, મહાનનો, ભલા માણસનો, વૃદ્ધનો કે ગરીબનો ધિઃકાર કર્યો હોય, અમે કોઇ દિવસ પણ અતિથિ પ્રત્યેનો, અમારા મિત્રો પ્રત્યેનો કે અમારાં સગાંવાહાલાં પ્રત્યેનો ધર્મ ચૂકયાં હોઇયે, અમે કદિએ અમારા ગુરૂની અવજ્ઞા કરી હોય કે દેવની નિન્દા કરી હોય, અમે કદિએ પણ અધર્મી કે અન્યાયી થયાં હોઇયે, કદિએ પણ ઘાતકી, કે ઉદ્ધત થયાં હોઇયે અથવા જૂઠાં પડયાં હોઇયે તો હે અગ્નિદેવ, મને ઉગારશો નહિ. અને અહો અગ્નિદેવ! અમે કોઈ દિવસ પણ અમારો અન્યોન્યનો ધર્મ ચૂકયાં હોઇયે તો સર્વજ્ઞ દેવ! તમારૂં બલિદાન ગણીને મને બાળીને ભસ્મ

કરી નાંખજો; પણ હું પ્રાર્થના કરીને કહુંછું કે મારા પતિને, મારા પુત્રને, કે મારાં શુભેચ્છકોને પીડા કરશો નહિ.

( જ્વાળામાં પડીને અદૃશ્ય થઈ જાયછે. )

**રોહિતાશ્વ**.—અહો માતા! અરે મારી વાહાલી મા! તું ક્યાં જતી રહી?

( તેની પછવાડે જ્વાળામાં પડતું મૂકીને તે પણ અદૃશ્ય થઈ જાયછે. )

**હરિશ્ચંદ્ર**.—મારી પ્રાણપ્રિયા! તું આવી રીતે મને તજીને જતી રહી? ત્યારે મારે આ જગતમાં રેહેવાનું શું પ્રયોજન રહ્યું? હું પણ આવતી દુનિયામાં તારો સંગાથ કરવાને આ ચાલ્યો.

( ધશીને જ્વાળામાં ઝોપલાવેછે અને અદૃશ્ય થઇ જાયછે. )

**સત્યકીર્ત્તિ**.—અગ્નિ! હું પણ તમારૂં બલિદાન છું. અહો દેવ! હરિશ્ચંદ્ર જ્યાં જ્યાં ગયો હોય ત્યાં ત્યાં એની પછવાડે જવાને મને આજ્ઞા આપો.

( જ્વાળામાં પડતું મૂકીને અદૃશ્ય થઈ જાયછે. )

**નક્ષત્ર**.—અરે ઠગારાં! મારા કબજામાંથી તમે આ પ્રમાણે એક પછી એક નાશી ગયાં? પણ કાંઇ ચિન્તા નહિ. તમારા ભાર શો છે જે તમે મારી પાસેથી છટકી જાઓ. આ હું આવ્યો તમને ઝાલવાને.

( અગ્નિમાં પ્રવેશ કરેછે, અને અરણ્યની સામી બાજુએ હરિશ્ચંદ્ર, તેનાં સ્ત્રીપુત્ર, અને સત્યકીર્ત્તિ સર્વે, કશી પણ અડચણ થયાવિના જ્વાળા શમી જવાથી બેઠાં હતાં ત્યાં જઈ પોહોંચેછે. )

હા; આ રીતે વળી એક વાર મેં તમને મરણના પંજામાંથી ઉગાર્યાં, હવે તો હું વધારે વાર થોભી શકવાનો નથી, અને મિથ્યા કાળ હવે જવા દેવાનો નથી. મૂકી દે આમ મારૂં સોનું, નહિ તો પછી તારા શરીરની કાપાકાપ ને છૂંદાછૂંદ કરીને તારો પ્રાણ કાહાડી નાંખીશ.

**હરિશ્ચંદ્ર**.—ભાઈ, કૃપા કરીને થોડી વાર હવે રાહા જો. આપણે હવે કાશીમાં આવી પોહોંચ્યાં છિયે તેથી તારૂં સોનું સત્વર તારે સ્વાધીન કરી દઈશ.

# अंक ४ थो.



## प्रवेश १ लो.

### સ્થળ, કાશીની સીમા, પછી કાશી, તેની શેરિયો અને દેવળ.

( કાવ્ય અથવા રોલા છંદ. )

**हरिश्चंद्र.**—જો કિલ્લો મુજ પ્રિયા જઇ આકાશે અડિયો,
પવિત્ર કાશી ક્ષેત્ર તેહને વીંટી વળિયો;
પૃથ્વીપરનાં સર્વ તીર્થમાં કાશી ભારે,
લાખો શિખર રહ્યાં, શોભતાં હારે હારે.

**प्रधान.**—હવેલિયોની હાર દબદબા ભરી બિરાજે,
ધવલ અતિ ચકચકી રૂડાં ધામાં બહુ રાજે;
શી તેની ઉંચાઈ નજર નાંખી નવ પોહોંચે,
આકાશી વાદળાં વસેછે તે પર ટોચે.

**तारामती.**—વિશ્વનાથ માહેવતણું દેવલ જાણીતું,
સર્વે કરતાં શ્રેષ્ઠ ઘણું સૌને માનીતું;
સોનેરી છે ઘુમટ, શિખર તો રત્ને જડિયાં,
રાજે રૂડા કલશ હીરા માણકથી ભરિયા.

**हरिश्चंद्र.**—ધર્મતણી જો ધ્વજા શિખરપર રહી ફરકેછે,
દેવતણા દેવના સ્થાનથી મન હરખેછે;
પ્રિયા પ્રેમથી નમન કરી લે દૂરથી આજે,
પવિત્ર એ છે ધામ, પાપ ધોવાને કાજે.

**प्रधान.**—વાદળને જ્યમ વાત વાઈ નાંખે વંખેરી,
સર્વ જન્મનાં પાપ કાશી દર્શન દે વેરી;
પવિત્ર ગંગાનદી વહેછે પાસે એની,
રૂપેરી રંગની રાજતી લેહેરો જેની;
તટપર શોભી રહી ઝાડની હારો સારી,
પટ પરની રેતી તો હેમસમ શોભે ભારી.

**हरिश्चंद्र.**—હવણાં કરીશું સ્નાન આપણે એમાં જ્યારે,
શુદ્ધ થશે આતમા આપણો તરતજ ત્યારે.

**रोहिताश्व.**—દરવાજે આ રહ્યો ચોકી તેની કરવાને
સજી ગદા તરવાર મનુષ્ય લાગ્યાં ફરવાને;
શી ચલકે તરવાર! વીજલી જાણે ચમકે,
ગદા તણી જોઈ ધાર હૃદય કાયાનાં હબકે.

ચાલો આપણે અંદર પ્રવેશ કરિયે. (તેઓ પ્રવેશ કરીને શેરિયોમાં ચાલેછે.)

**हरिश्चंद्र.**—ભંડારી કુબેર તણી અલકાપુરી ભારે,
તે પણ શોભા માંહ નહિ આવે એ હારે.

**तारामती.**—વેદ તણી આ ધૂમ મચેલી કાને આવે,
બ્રાહ્મણવાડા તણી નિશાની તે બતલાવે.

**प्रधान.**—પંડિત કેરા સૂર જુવો ઉંચા કેવા છે!
શાળાના અભ્યાસી તેમના પણ તેવા છે.
હોમ હવન અહિ થાય ધૂમ્ર ગોટા વા લાવે,
બલિદાન હોમાય, મંત્ર શુણવામાં આવે.

**हरिश्चंद्र.**—સરસ્વતીના ભક્ત કરે આરાધન એનું,
શાસ્ત્રવૃદ્ધિ અતિ થાય એજ ઉત્તમ ફળ તેનું.
ધનુષ્યના ટણકાર, અહિં શૂણવામાં આવે,
ખડ્ગ તણા ખખડાટ, ક્ષત્રીવાડો સૂચવાવે;
ક્ષત્રી કેરા બાલ, ગુરૂથી શિક્ષા લેતા;
યુદ્ધકલા શીખવા, સદા તત્પર થઇ રે'તા;
વદી વાદ વીરપણું બતાવા આગળ આવે,
ધનુર્વિદ્યામાંહ, કુશલતા બહુ બતલાવે.

**तारामती.**—બાણતણો વર્ષાદ રહ્યો છે વરશી ભારે,
અણિયે અણી ભેદાય કોઇ કોથી નવ હારે.

**रोहिताश्व.**—પેલાની જો પણછ બાણ વાગ્યે કરપાઇ,
સાંધી તે લાગલી, વાર જરિયે નવ થાઇ.

**प्रधान.**—તીવ્ર બાણ ત્યાં થકી વીજળી વેગે છોડ્યો,
સામાના ચાપનો ઠાઠ જઇ તેણે તોડ્યો.

**हरिश्चंद्र.**—તેથી તે વૈરમાં હોઠ કેવા પીસેછે,
વિફર્યા સાંઢની પેઠ, ડોક ધ્રુણતો દીસેછે.

કરે ગર્જના ઘણી, ભૂમિને પગે પ્રહારે,
ભારે ધરી ધનુષ્ય, જીતેલા પર તીર ધારે.

**रोहिताश्व.**—જો છૂટ્યો એ તીર જીતેલા ઉપર દોડી,
ધનુષ્ય ભાથો બેય તેહનાં નાંખ્યાં તોડી.

**प्रधान.**—વળી પણે જો દીસે વાદમાં જવાન પડિયા,
તરવારો કર ગ્રહી, પટાને ચડશે ચડિયા;
ફરે વેગથી એમ, છતાં બે એક ગણાએ,
તરવારોને સટે તેજ ઝલકાટ જણાએ.

**तारामती.**—થાકયા દીસે હવે, થાક ખાવાને બેઠા;
ત્યારે બે જણ બીજા, કુસ્તી કરવામાં પેઠા.
એક બીજાને જુવો આંટિયો કેવી ભરવે,
પડે, ઉઠે, વળી પડે, થાય નહિ ચિત, કશું કરવે.

**रोहिताश्व.**—ફરીને ઉભા થઈ, ખભા ઠોકેછે જોરે,
સિંહ ગર્જના કરી, ધપી બાઝે બહુ તોરે.
પણે ક્ષત્રીનો બાલ, થઇ અશ્વારજ ખીલે,
પાડી કુંડે અશ્વ, ભૂમિપરની રેતી લે.

**प्रधान.**—વળી પણે કેટલા શીખે હાથીપર ચડવા,
રથી બની કેટલા પણે શીખેછે લડવા.

**हरिश्चंद्र.**—હવે દૃષ્ટિયે પડે દુકાનો વળી વખારો,
ભાતભાતના માલતણી દીસેછે હારો.
હવેલિયો આ ભવ્ય આપણી આંખે આવે,
વ્યાપારી જે વૈશ્ય તેમનો જથો જણાવે;
થતાં આપલે બહુ માલની, ધુધાટ થાએ;
શિક્કાના રણકાર તોય તેમાં સંભળાએ.

**प्रधान.**—શૂદ્રતણાં ઘર પણે છાપરાં સરખાં ન્હાનાં,
શોભા કાંઇ નવ મળે પછી શોભે તે શાનાં?
પૂર્યા ઘાંયરા દાંણ ઢોરને ખાવા કાજે,
તેમાંથી ચાલિયા ધૂંણીના ગોટા આજે.

**तारामती.**—હલ જોડી કો જાય, ગાડું જોડેછે બીજો,
ઢોરાંનો લઇ ઘોર, જાયછે પેલો ત્રીજો.

**रोहिताश्व.**—ભેંશ પાડી આયડે, ગાય વાછડાં બરાડે,
જવા ઘોરનીમાંહ બહુજ બરાડા પાડે.

**તારામતી.**—નાદ વાંસળીતણો મધુર વાગેછે કેવો,
ફૂટાં ભેગાં કરે ઢોરને, સંકિત એવો.

**હરિશ્ચંદ્ર.**—બળદ લઇને કોઇ કોશથી પાણી વેહેવા,
કોઇ ચાલિયા જાય બીજાને વાવી દેવા.
વિશ્વનાથ મહાદેવતણું આ દેવળ આવ્યું,
હર્ષ થાય અતિ હૃદય બહુ મનમાં એ ભાવ્યું.

**તારામતી.**—આર્યપુત્ર! ચાલો આપણે સર્વે અંદર જઇયે અને મહાદેવનાં દર્શન કરિયે.

( તેઓ દેવળમાં પ્રવેશ કરીને મહાદેવની પ્રાર્થના કરેછે. )

**હરિશ્ચંદ્ર.**— ( શાર્દૂલવિક્રીડિત છંદ. )

મ્હોટો દેવ તું વિશ્વનાથ, વિનવું, તારો સદા દાસ જે,
પીડાયો અતિ ભાગ્ય માર ખમતાં, આવ્યો તજી વાસ જે;
ખોયું છે નિજ રાજપાટ સરવે, દેવું થયું હેમનું,
દેવાને દરશાવ માર્ગ સવળો, હાવે કરે કેમનું?

**નક્ષત્ર.**— અરે મૂઢ! તું આ શું કરવાને મંડીગયો છે? મારે તે હવે કયાં લગી તારી વાટ જોવી? મૂકી દે આમ મારૂં સોનું, અથવા કેહે કે કાંઈ માગતું લાકતું છે નહિ, એટલે પત્યો તારો હિસાબ. મારે શું તારે માટે ભૂખે મરી જવું?

**હરિશ્ચંદ્ર.**—ભાઇ, મારી પાસે સોનું માગતું છે, અને તે હું તને આપવાનો છું. હવણાં તો આપણે લાંબો પ્રવાસ કરીને આવ્યા છિયે તેથી બહુ થાક ચડ્યો છે માટે આવો આપણે બધાં આ દેવળના મંડપમાં થોડી વાર વિશ્રામ લેવા બેશિયે. ભાઇ, અમારી દુર્દશા જોઇને અમારા ઉપર દયા કરવાને, અને વિશ્વામિત્રનું સોનું લેણું છે તે આપવાને સારૂ હવણાં હું આ કાશીના ધનવાન લોકો પાસે યાચના કરવાને જરા રહીને જાઉંછું.

**નક્ષત્ર.**—આ હરિયાએ તો વાટ જોવરાવી જોવરાવીને મને વાટી નાંખ્યો! ના ભાઇ ના, હવે હું એમ કરવાનો નથી, લાવ આમ સોનું કે પછી કેહે ના, નહિ તો પછી મેં તારે માટે ગળી ગળી વસ્તુઓ રાખી મૂકી છે તેનો સવાદ ચખાડીશ. ના તે ઠગાઇ નહિ ચાલે, વાર થાયછે તે હવે હું સહન કરવાનો નથી. ‘કાશીમાં આપું કાશીમાં આપું’ એમ કહીને બૂમો પાડતો હતો

તે કાશી આવી તોય હજુ નાની નાઃ હવે તો તને ગળી ગળી વસ્તુઓ ચખાડ્યા વિના સિદ્ધિ નથી. ચોર, આવ આમ, જો આ બચડાનો કાંઠો બેવડ કરી નાંખનાર ચીમટો છે, લે ચાખ એનો સવાદ.

(તે ચીમટો લાગુ કરેછે તેથી હરિશ્ચંદ્રના બરડાનો કાંઠો વળી જવાથી મહાકષ્ટ વેઠતો જણાયછે.)

**हरिश्चंद्र.**—(અતિશય ત્રાશીને.) ઓ! અરે! છોડ ભાઇ! મને છોડ. મેં સોનું આપવાની તને ના કહી નથી, તું આમ શું કરવાને કરેછે? અહો વિશ્વનાથ! તું આ દેવલમાં વશી રહ્યો છે તે હવે તારા કંગાલ સેવકનું રક્ષણ કર. (પ્રાર્થના કરતો બેસેછે.)

**रोहिताश्व.**—મા! તું મને ક્યારની વારી રાખેછે પણ હવે હું તારૂં માનનાર નથી. આ બામણ મારા પિતાને આમ દુઃખ દે ને હું જોઈ રહું? ના તે નહિ. (એમ કહી નક્ષત્રને મારવા જાયછે.)

**नक्षत्र.**—મારૂં નાક ભાંગી નાંખ્યું રે મારા બાપ! (રીસ ચડાવીને છોકરાને ઉઠલાવી નાંખીને.) ચોર! ઠગારા! તમે બધાં એક સંપ કરીને મને મારી નાંખવાને ધારોછો કે?

(એક સોટી લઇને બધાંને મારી વજેછે.)

**तारामती.**—બેટા રોહિતાશ્વ, એ ભૂખ્યા વાઘ—અરે બ્રાહ્મણને તેં શું કરવાને છેડ્યો? હું તને એટલાજ માટે ના કેહેતી હતી કે એનો ક્રોધ વધે નહિ.

**नक्षत्र.**—જોયું, આ બાયડી મને વાઘ કેહેવા જતી હતી. હા ત્યારે લે હું વાઘ છું. (એમ કહીને બધાંને બચકાટેછે અને નખ ભરવા જાયછે, તથા હરિશ્ચંદ્ર પગે પડેલી ઢબે હતો તેના પગ ખેંચીને તેને ઉંધો પાડી નાંખેછે તેથી પેલું હથિયાર વધારે કળી જાયછે.) અલ્યા હરિયા! લાગ હવે ઉંધો વળીને પગે, કે પછી કર ગમે તે. તું દગો કરીને અમારૂં સોનું ખાઈ ગયો છું તે મહાદેવ સારી પેઠે જાણેછે. શરમ છે, જૂઠા, ઠગારા! લાવ મારૂં સોનું મૂકી દે આમ.

**हरिश्चंद्र.**—ભાઇ, હું આપવાને તૈયાર છું; પણ તું આવા દુઃખમાંથી મને છોડ. તેં મને આમ લાચાર કરી નાંખ્યો છે તો હું સોનું લેવાને શી રીતે જઇ શકું?

**नक्षत्र.**— અલ્યા તું નિર્લાજરો થાયછે કે? આમ આવ આ બચડો બેવડ કરનાર ચીમટો જરા ઢીલો કરૂં (એમ કહી ઉભો કરીને ચીમટો જરા ઢીલો કરેછે અને માથું કેડ સાથે સાંકળી લે છે તેથી ડોક હાલે નહિ એમ ઉંચે મ્હોડે સજ્જડ થઇ જાયછે.) કેહે વિશ્વામિત્ર તૃપ્ત થાય ત્યાં સુધી, હવે રેહે આમને આમ સોનું આપતા લગી.

**हरिश्चंद्र.**—( સજ્જડ થઈ ગયેલી ડોકે ઉભો ઉભો. ) ઓ બ્રહ્મા! તેં મને શું કરવાને સરજાવ્યો? આ બધાં દુઃખ વેઠવા જેવાં મેં શાં કૃત્ય કર્યાં છે? લોહીલોવાણ થયેલા ભયંકર રણક્ષેત્રમાં કારી ઘા વાગ્યાછતાં જેનું દઢ ત્દદય કંપે નહિ તે હવે કેવું પોચું થઇ ગયું? મારા વાહાલા પુત્ર, રોહિતાશ્વ, મારી પ્રાણપ્રિયા અને મારા ખરા મિત્ર સત્યકીર્ત્તિ, મારી આવી સ્થિતિમાં તમારાં મુખ જોઇ સુખ પામવાને મારી આંખો મિંચાયાં કરેછે અને સુખ પામવાને બદલે તમારાં આંસુંભરેલાં કંગાલ મુખ શોકની હાય કરતાં જોઇને મારી આંખો આંસુથી ભરાઇ મારા તરફડતા ત્દદયને ઉછાળેછે.

**नक्षत्र.**— અલ્યા હરિશ્ચંદ્ર! પાડ હજું વધારે બૂમો. શરમ! શરમ! એક ક્ષત્રી બચ્ચો થઇને આમ બરાડા પાડેછે અને રડેછે તે તું તારો ક્ષત્રીનો ધર્મ ચુકયો ના કેહેવાય?

**हरिश्चंद्र.**— ના, નહિ, મને મારા દુઃખથી ઘણું દુઃખ થતું નથી, પણ મને દુઃખ થતું જાણીને લાચાર બની ગયેલાં મારાં વાહાલાંને જે દુઃખ થાયછે તે મારા ત્દદયને બહુ ઉશ્કેરેછે.

**नक्षत्र.**— એમ છે કે? બહુ સારૂં ત્યારે. કરી જો આ એક બીજી અજમાશ. ( એમ કહીને આંગળિયો સજ્જડ ચાંપી નાખે એવો ચીમટો લગાડેછે.) ચેં કે ચૂં કર્યા વિના હવે એ સહન કર.

**तारामती.**— ( અતિશય રડતી અને સંતાપ પામતી )

ઓ બ્રાહ્મણ, તારૂં ત્દદય પથ્થરનું છે? તું આ પ્રમાણે અમને શું કરવાને સંતાપેછે? હું તને પ્રાર્થના કરીને કહુંછું કે મારા પ્રાણપતિને તું છોડ અને તેને બદલે તારે જે દુઃખ દેવું હોય તે મને દે. મારા વાહાલાને દુઃખ થતું જોઇને મારૂં કાળજું ફાટી જાયછે. તારાં બધાં દુઃખ દેવાનાં હથિયાર તું સુખેથી મારા ઉપર લાગું કર.

**रोहिताश्व.**— આ માણુસ મારા પિતાને સંતાપેછે ને વળી તને પણ રડાવેછે શું? ચાલ ત્યારે હું એને રડાવું. (નક્ષત્રને માર-વા જાયછે એટલે તે તેને ચીમટો લાગુ કરેછે તેથી રોહિતાશ્વ રડારોળ કરી મૂકેછે. તેને સત્યકીર્તિ છોડાવીને.)

**सत्यकीर्ति.**— ભાઇ, નક્ષત્ર, તને આમ કરવું ઘટે! રણક્ષે-ત્રમાં એક સિંહના જેવો શૂરો રાજા તેને આવી હલકી રીતે અપમાન પોહોંચાડવામાં તું મ્હોટાઇ માની લેછે? તું અમને આ પ્રમાણે આંહ રોકી રાખેછે તો પછી તને અમારે સોનું આપ-વાનું છે તે ક્યાંથી અમે મેળવી શકીશું?

**नक्षत्र.**— હા, મૂર્ખ ભાઇ હા. તારો રાજા શૂરવીર છે એ વાત ખરી; અને એટલાજ માટે એની કોટમાં મેં દોરડાનો હાર પેહેરાવ્યો છે. (એમ કહીને હરિશ્ચંદ્રનું માથું ગળાસાથે દોરડાથી બાંધી લીધું હતું તે બતાવેછે. આંગળિયે ડખાવેલો ચીમટો બતાવીને.) અને આ જો રાજમુદ્રા એની આંગળિયે પેહેરાવી છે. વળી રેહેતાં રેહેતાં બીજું વધારે પણ જોઇશ. હા ખરી વાત, પ્રવાસમાં એનાથી હજામત કરાવાઈ નથી તેથી વાળ બહુ વધી ગયાછે તે રાજાને ઘટે નહિ માટે લાવ હું એનો હજામ થાઉં. હું એનો હ-લકામાં હલકો ચાકર થવાને તૈયાર થયો તો પછી રાજમાન આપવામાં એને શી બાકી રહી? આપ હવે ઉત્તર.

[ એમ કહીને ચિપિયાવતે હરિશ્ચંદ્રની મૂછોના અને ગુલ્ફાના વાળ ખુંટવામંડી જાયછે.]

**हरिश्चंद्र.**-- હવે જે કાંઇ કરવાનું તારે બાકી હોય તે પૂરૂં કર. તું જે જે મને દુઃખ દઇશ તે તે ખમવાને હું તૈયાર છું. થા ઉતાવળો. જો તારી ઇચ્છા હોય તો મારો જીવ લે. (વિલા-પ કરેછે) આ ઘાતકી જગતના ક્રૂર માણસો પોતાના હાથમાં આ-વેલા બલિદાનનો પ્રાણ લેવા કરતાં બીજી કોઈ ભારે શિક્ષા ક-રીને રાજી થવાના હતા? કર હવે તું મને કતલ.

**नक्षत्र.**— મૂઢ! તું જ્યારે સમ્પત્તિમાન હતો ત્યારે "હું આમ કરીશ ને હું તેમ કરીશ" એમ કહી કહીને ફૂલતો હતો અને હવે જ્યારે વિપત્તિમાં આવી પડ્યો ત્યારે હવે બોલ્યું અ-બોલ્યું કરીને છૂટી પડેછે. બોલ હવે એમાં કોનો વાંક છે? તમે બધા એક સંપ કરીને રડારોળ કરી મૂકી મને બીવરાવીને ન-

સાડી મૂકવાનું કરોછો તો પછી મારો કાંઇ ઉપાય નથી. એસ્તો મારૂં સોનું મારે જતું મૂકવું. પણ અલ્યા હઠીલા પથરા! એક ન્હાનું સરખું જૂઠું શા વાસ્તે બોલતો નથી, કે તારો ને મારો ટકો થાય?

**हरिश्चंद्र.**— ભાઈ નક્ષત્ર! હું મારાં કર્યાં કર્મ ભોગવુંછું. હું પાપ ઉપર પાપ કરીને તેનો ઢગલો કરવાનો નથી. માટે હવે તો મારા શરીરનો કચ્ચરઘાણ વાળી નાખ. ગમે તો મારા શરીરમાંથી બધું લોહી નીચોવી કાહાડ ને એક ટીપું પણ રહેવા દે નહિ, અથવા તને ફાવે તે કર, પણ મારી જીભે અસત્ય બોલાવાને તું ફાવી જવાનો નથી. ચાલ હવે તું તારી કાપાકાપ ને ફૂંદાફૂંદ ચલાવ. સત્ય કરતાં મારા જીવતરને હું વધારે મૂલ્યવાન ગણુતો નથી.

( નક્ષત્ર બધા પ્રકારનાં દુઃખ દેવાનાં સાધન સામટા લાગુ કરી દઈને ઘણો બલાત્કાર કરેછે અને હરિશ્ચંદ્ર ફરીને પાછો દેવની પ્રાર્થના કરેછે. )

**तारामती.**— બ્રાહ્મણ! તું મારૂં કેમ માનતો નથી? તું મારા ઉપર આટલો બધો નમેહેરો કેમ થાયછે? હું તને પ્રાર્થના કરીને કહુંછું કે મારા પ્રાણપતિને તું જવા દે અને તેને બદલે મારા ઉપર દુઃખનો વર્ષાદ વરસાવી મૂક, પણ મારા વાહાલાને જતો મૂક. ( હરિશ્ચંદ્રના ભણી ફરીને ) આર્યપુત્ર! મૂર્છાગત થાઓ નહિ—શુદ્ધિમાં આવો—દૃઢતા રાખો—અને એનું દેવું આપવાને મને દાસી તરીકે વેચી નાંખો.

**हरिश्चंद्र.**— ઓ પ્રાણપ્રિયા! મારી આંખની કીકી કરતાં તું મને વધારે વાહાલી છે. તું મારો પ્રાણ છે, તો તું એમ ધારેછે કે તું જ્યારે મારાથી વિખુટી પડે, અરે! તને જ્યારે મારાથી ફાડીને જૂદી કરવામાં આવે ત્યારે મારો પ્રાણ મારા ખોળિયામાં રહી શકે? વળી મારી પોતાની અર્ધાંગનાને દાસીની પદવિમાં નીચી પાડી નાંખવાની મારામાં હિંમત છે એવો ઘાતકી વિચાર તું ધરાવેછે?

**तारामती.**—સત્ય નિરંતર ચાલતું રેહેછે, અને જીવતર તો એક પરપોટા જેવું છે, જૂઠાણું તો છળભેદ છે. માટે હું પ્રાર્થના કરીને કહુંછું, અરે હું પગે પડીને જાચી લઉછું કે તમે આનાકાની ના કરો. અરે હું એક તુચ્છ પ્રાણી છું કે તેને વેચો

અને તેટલાથી પૂરૂં થાય નહી તો મારી સાથે મારા બાલકને વેચીને તમારૂં પણ રાખો. અને તમે તમારા વિશ્વાસુ સત્યકીર્ત્તિની સાથે સુખી થઇને રોહો. વિફરેલા ઋષિના કોપમાંથી છૂટી જવાનો હવે બીજો કશો ઉપાય રહ્યો નથી. મને તમારી ખરી દાસી ગણુતા હો તો ઓ મારા પ્રાણુપતિ! મને વેચો.

**नक्षत्र.**—હરિશ્ચંદ્ર! હરિશ્ચંદ્ર! હું તે અહિં ક્યાં લગી ઉભો રહું અને તારૂં રાચતું થવા દઉં? તારે માટે મારા ભાગ્યમાં ભૂખ્યાં તરશાં મરવાનું લખ્યું છે? કહી દે એકદમ, તું મારૂં સોનું આપવાનો છે કે નથી આપવાનો?

(દુ:ખ દેવાનાં હથિયાર અતિશય બળથી લાગુ કરેછે.)

**हरिश्चंद्र.**—(વિલાપ કરતો.) મને ક્ષમા કર ભાઇ, મને ક્ષમા કર. આજ સૂર્યે અસ્ત પામતા પેહેલાં મારી સ્ત્રીને અને મારા પુત્રને વેચીને પણ હું વિશ્વામિત્રનું દેવું વાળીશ. જરા ધીરજ રાખ.

**नक्षत्र.**—ડાહ્યા માણુસ! જરા જૂઠું કેહેવા કરતાં તારી બાયડીને અને તારા છોકરાને વેચવામાં તું વધારે માન સમજેછે?

**हरिश्चंद्र.**—પવિત્ર બ્રાહ્મણુ! એવા પ્રશ્ન તું મને પૂછીશ નહિ. તારી મેળે તું તારૂં સોનું વસુલ કરી લે એટલે પત્યું.

**नक्षत्र.**—ફોડ તારૂં માથું, ને કર તને ગમે તે. મને તો મારૂં સોનું આપ.

(હરિશ્ચંદ્રને દુ:ખ દેવાનાં હથિયાર લાગુ કર્યાં હતાં તેમાંથી મુક્ત કરેછે એટલે કાશીના મહાન્ ક્ષેત્રમાં તારામતીને અને રોહિતાશ્વને વેચવાને જાયછે.)

**तारामती.**—મારા સ્વામી! તમે વાર કરો નહિ. અમને અહિં આગળથી વેચવાનું કામ શિરૂ કરો.

**हरिश्चंद्र.**—મારી પ્રાણુપ્રિયા! આ હ્રદયભેદક ઉપાયવિના બીજો કશો માર્ગ હવે નથી રહ્યો? તને અને મારા વાહાલા પુત્રને વેચી નાંખીને મારૂં છૂટાપણું મેળવી લેવાનું મારે ભાગ્યે ચોંહોંટયું છે? (વિલાપ કરેછે.) અરે છેવટે આમજ થયું? અહો ભગવાન! હું કોણુ, અને મારૂં શું થવા બેઠું છે? હોય, જગતમાં વારા ફેરા ચાલતા આવ્યા છે; માટે હ્રદયને અતિશય કોમળ કરી નાંખવાથી કામ થવાનું નથી. મારી પ્રાણુપ્રિયા!

હું તારા અને તારા પુત્રના માથા ઉપર લીલું તરણું મૂકુંછું કે લોકો જાણે કે તમને મેં વેચવાને કાહાડયાં છે.

(ધ્રુજતે હાથે વિલાપ કરતો બન્નેના માથા ઉપર લીલાં તરણાં મૂકેછે. અને જરા રહીને કાળજું કઠિણ કરીને તાણીને બોલેછે )

કાશીના ધનાઢ્ય લોકો! મેં મારી સ્રીને અને મારા છોકરાને બન્નેને વેચવા કાહાડયાં છે. માટે કૃપા કરીને તેમને કોઇ ખરીદો અને વિશ્વામિત્રનું મારી પાસે જે લેણું છે તે આપો. એ બંને જણાં નિર્દોષ છે અને તમારી સેવા રાજી થઇને ઉઠાવશે. અરે કોઇ ઇચ્છા જણાવતું નથી. બ્રાહ્મણ કે પછી ચાંડાલ ગમે તે કોઇ માગણી કરો તેની મને પરવા નથી. (લોકોનું ટોળું એકઠું થાયછે તેઓને માંહોમાંહે વાતો કરતા સાંભળીને.) હું કોણ છું તે તમે જાણવા ઇચ્છોછો? જાણો ત્યારે, કે આ જગતમાં જેઓ મહા પાપિયો છે તે સર્વે કરતાં પણ હું એક અતિશય પાપીછું. મારાં દુષ્કર્મે કરીને હું મારૂં રાજ્ય ખોઈ બેઠો છું. અને આ વેળાએ હવે મારી વાહાલી સ્રીને અને વાહાલા પુત્રને ખોઇ બેસવાની તૈયારીમાં છું. પરોપકારી જનો! મારા ઉપર દયા આણીને મારી સ્રીને અને મારા પુત્રને કોઇ રાખો.

**नक्षत्र.**—અલ્યા ફૂટલી બુદ્ધિના માણસ, આ બચારાં ગરીબ પશુઓને એક શેરીમાંથી બીજી શેરીમાં, ને એક ગલીમાંથી બીજી ગલીમાં શું કરવાને ખેંચી જાયછે? તું જાણતો નથી કે એ જો વેચાય એવી વસ્તુઓ હોત તો તારાજ દેશમાંથી કોઇ ખરીદનારો મળી આવ્યો હોત. હર કોઇ માણસને આ ભૂખાળવાં જનાવર શા કામમાં આવવાનાં હતાં? ખાલી માથાકૂટ કરવી જવાદે. બધી તારી મૂર્ખાઇ ભરેલી આડાઈ જવા દે, અને અક્કલના ઘરમાં આવીને જરા જેટલું જૂઠું બોલ કે કાંઇ કરતાં તારો છૂટકો થાય.

**हरिश्चंद्र.**—કૃપાકરીને તું આ પ્રમાણે મને સંતાપ નહિ. આગમાં ઘી હોમવાથી જેમ વધારે ભડકો થાય તેમ મને તું શરીરદુ:ખ દેછે તેમાં તારા તીક્ષ્ણ શબ્દોએ કરીને હજાર ઘણો વધારો થાયછે. મારાથી ધર્મની અવજ્ઞા થઈ શકવાની નથી, હું કદિ પણ જૂઠું બોલવાનો નથી. તારે તારા સોના સંગાથે કામ છે તે તને હવણાં મળશે.

**नक्षत्र.**—જો મારી સલાહ તારે ગળે ઉતરતી હોય નહિ તો પછી એમાં મારો વાંક નથી; તને જેમ રૂચે તેમ કર્. પણ હું તો હવે તારી સાથે એક ડગલું પણ આગળ ભરવાનો નથી. ઉભો રેહે અહિં, મૂઢ! જરા ખશ્યો તો પછી તારી વાત છે; તારી બાયડીને ને છોકરાને વેચી નાંખ્ કે કાપી નાંખ્, ગમે તે કર્ પણ મને તો અબ ઘડી મારૂં સોનું આપ્. તું શું એમ ધારેછે કે અમારા લેણાઉપર વ્યાજ ચડતું નથી?

**हरिश्चंद्र.**—આ પવિત્ર નગરના સદ્ગૃહસ્થો! મારી એક પ્રાર્થના છે તે સાંભળો! મેં મારી સ્ત્રીને અને મારા પુત્રને વેચવા કાહાડયાં છે માટે હું તમને વિનવુંછું કે તમે કોઇ એમને લ્યો. અમારા ઉપર એટલી દયા કરો.

(અગ્નિસેન કરીને એક વૃદ્ધ બ્રાહ્મણ પ્રવેશ કરેછે.)

**अग्निसेन.**—અરે અહિયાં આ કલાહોર શાની છે? ગાય વાછડાને વેચાતું લેવાની આપણને પ્રાર્થના કરવાવાળો કોણ છે? (હરિશ્ચંદ્ર તેની પાસે જાયછે.) અરે ભાઇ, તે તું કે? તારે શું વેચવાનું છે? જે હોય તે મને જોવા દે.

**हरिश्चंद्र.**—મારે જે વેચવાનું છે તે આ મનુષ્ય પ્રાણિયો છે—એક છોકરો છે ને એક તેની મા છે. હે દયાળુ! તમે એમને વેચાતાં લેશો તો એક ધર્મનું કૃત્ય કરયું કેહેવાશે.

**अग्निसेन.**—શું તું ખરી વાત કેહેછે? મેં જે જરા જરા કરીને નાણું એકઠું કરયું છે તે આ કંગાલ સ્ત્રી અને દુબલા સરખા છોકરાને બદલે નાંખી દેવાને કરયું છે? મારા સરખા એક ઘરડા માણુસને ઠગવાની તું હિંમત ચલાવેછે? (થોડીવાર વિચાર કરીને) કાંઇ નહિ, વારૂ એમ ધાર કે હું એમને વેચાતાં લઉં, પણ ખરા મનથી તેઓ મારી સેવાચાકરી કરશે? પણ એક વાર એમનું મૂલ તો કેહે. જો કદાપિને વધારે પડતું નહિ હોય તો તને આશ્રય આપવાને માટે હું લઉં તો લઉં.

**हरिश्चंद्र.**—અહો શુકલ! વિશ્વામિત્ર ઋષિનું મારે ભારે દેવું છે. હાથી ઉપર ચડીને કોઈ માણુસ ગોફણનો ગોળો ફેંકે ને તે જેટલો ઉંચો જાય તેટલો ઉંચો સોનાનો ઢગલો એ મારી પાસે માગેછે અને તેના બદલામાં અમે વિશ્વામિત્રના માણુસ,

આ નક્ષત્રના તાબામાં કેદ છિયે તે તેને આપો તો આ સ્ત્રી અને છોકરો બન્ને જણુ તમારાં સેવકજન થઇને રેહે.

**અગ્નિસેન.**—એટલું બધું સોનું આપીને લેવા જોગ એ નથી, તોપણુ તારો છૂટકો કરવાને હું તેમને લઉંછું. તારૂં દેવું નક્ષત્રને ભરવાથી પતશે ખરૂંકની? અને આ સ્ત્રીને ને છોકરાને મારા સ્વાધીનમાં કરીશ ખરોકની? અને તેઓ કહ્યાગરાં અને વિશ્વાસુ સેવકજન થઇને રેહે એવો લેખ કરી આપીશકની?

**હરિશ્ચંદ્ર.**—હા, નક્ષત્રને આપવાથી પતશે; અને આ સ્ત્રી ને છોકરો તમારાં સેવકજન થશે અને તમારાં વિશ્વાસુ અને કહ્યાગરાં સેવકજન થઇને રેહે એવો લેખ હું કરી આપીશ.

**અગ્નિસેન.**—કેમ નક્ષત્ર! તું શું કેહેછે? તું મારી પાસેથી સોનું લેવાને રાજી છે ખરોકની?

**નક્ષત્ર.**—હા ભાઈ; પણુ જો સાંભળ, મારૂં લેણું રોકડે રોકડું પતે તો આ ઠરાવ મારે સહી છે. લઈ જા આ બાયડીને ને છોકરાને; હવે એ તારી મતા થઈ.

**અગ્નિસેન.**—અરે આ નક્ષત્ર શું તારૂં નામ કેહેતો હતો? હા સાંભરયું, હરિશ્ચંદ્ર. અરે હરિશ્ચંદ્ર! વેચાણુખત લખીને આપ મારા હાથમાં.

**હરિશ્ચંદ્ર.**—બહુ સારૂં, લખી આપું. (લખી આપેછે.)

**અગ્નિસેન.**—મને બેતાળાં આવ્યાં છે તેથી મારાથી વંચાશે નહિ, માટે તેં જે લખ્યું હોય તે વાંચી સંભળાવ.

**હરિશ્ચંદ્ર.**—(વાંચેછે) "હું, હરિશ્ચંદ્ર ત્રિશંકુનો પુત્ર, એક સમયે સૂર્યવંશી રાજા હતો તે મેં સંકડામણુમાં આવ્યાથી, આજ દિને મારી સ્ત્રી તારામતીને તથા મારા પુત્ર રોહિતાશ્વને આર્યે અગ્નિસેન નામના બ્રાહ્મણુને, સેવકજનનું કામકાજ કરવાસારૂ વેચાતાં આપ્યાં છે તે વિષેના સાક્ષી નક્ષત્ર અને પ્રધાન સત્યકીર્ત્તિ છે."

પવિત્ર બ્રાહ્મણુ, લ્યો આ લેખ. મારી સ્ત્રી અને મારો પુત્ર આપની સાથે આવેછે. (વિલાપ કરેછે.)

**તારામતી.**—(ડુસકાં ભરતી.) અરે રે! ક્રૂર ભાગ્ય! દંપતીના સુખનો આવીજ રીતે અંત આવ્યો? અરે! અયોધ્યાના મહા-

રાજે મારા પિતાના દરબારમાં આવીને મને મેળવી લીધેલી અને મારૂં હૃદય એમનામાં જડાઇ ગયેલું તે આવી ઘાતકી રીતથી ચીરીનાંખીને મને વિખુટી પાડવાને માટે ? અરે પરમેશ્વર અમે ક્યારે ફરીને એકઠાં મળીશું? અહો મારા પ્રાણપતિ! હું તમારૂં અર્દ્ધાંગ છું તેથી મારાથી છૂટાં થઇ શકાતું નથી. એક ચોખાપૂર પણતમને મૂકીને આગળ ચાલતાં તમારામાં સાંકળાઇ ગયેલું મારૂં ઘાયલ હૃદય ઘણું ખેંચાયછે, અરે તે અતિશય તણાયછે, તેમાં દુઃખરૂપી આગના ભભુકા સળગી રહ્યા છે. પીડા પામતો અંગ-ભાગ કાપી નાંખવાથી વેઠનારને સુખ થાયછે તેમ મારા પીડિત હૃદયને કોઇ કાપીનાંખો, કોઈ ચીરીનાંખો કે મારા પ્રાણપતિ-નાથી છૂટાં પડવાનું દુઃખ મને થાય નહિ. અરે એ મારા પતિના પ્રેમથી એટલું બધું પોસાયુંછે કે કોઇનાથી કાપ્યું કપા-વાનું નથી; ચીર્યું ચીરાવાનું નથી; એ તો સદા ધીક ધીકતું રેહે-વાનું. પણ ઓ મારા પ્રાણ, ઓ મારા આધાર! મારા જીવન! હું તમને ફરીને ક્યારે જોઇશ?

**रोहिताश्व.**—ઓ પિતા! અરે મારા પિતા! તમે મને તરછોડીને ના જાઓ! હું તમને નહિ જવા દઉં. (હરિશ્ચંદ્રને વળગી પડેછે.)

**हरिश्चंद्र.**—ઓ વિશ્વનાથ! આ પવિત્ર ક્ષેત્રના રક્ષણહાર! શાસ્ત્ર કેહેછે કે પરણેતરની ગાંઠ એટલા માટે બંધાયછે કે મનુ-ષ્યોના સુખની વૃદ્ધિ થાય અને તેમની વૃદ્ધાવસ્થામાં તેમનાં સંતાન તેમને આધારભૂત થઈ પડે. પણ અરે મારા વિષે આ નિયમ ઉલટો થઇ પડ્યો. મારી મધુરી પ્રાણપ્રિયા! મેં તારી સાથે પરણેતરની ગાંઠ બાંધી તે તને સેવકજનની પેઠે વેચવાનેજ માટે? અને ઓ મારા આધારભૂત રોહિતાશ્વ, મેં તને સર્જાવ્યો તે દાસપણું કરાવાને વેચી દેવાને માટે! અરે! આ પ્રમાણે પ્રતાપવાન્ સૂર્યવંશનો અંત આવેછે! આના કરતાં તો આ જગતમાં હું અવતર્યો હોત નહિ તો સારૂં થાત, અથવા અવતર્યો તો ઓ મારી પ્રિયા! હું તને પરણ્યો હોત નહિ તો સારૂં થાત. (રડેછે.) મારી અર્દ્ધાંગના! મારી પ્રાણપ્રિયા! હવે આપણે કિયા ભવમાં પાછાં એકઠાં થઇશું?

**सत्यकीर्त्ति.**—(ચોપાયા છંદ અથવા મરેઠી ચાલની સાખી.)
અહો શ્રેષ્ઠ મુજ રાય! તમારે દૂરદશાથી ડરવું?
હિંમત હારી જઈ હવેથી હાંસી જેવું કરવું?
ગુણવંતા થઈ જ્ઞાન મેળવ્યું ડાહાપણુ દરિયો ડોળ્યો
છેવટ તેનું ફળ શું આવું? આજ સાર શું ખોળ્યો?
પૃથ્વી પરના સર્વ સારમાં સાર સત્ય છે મ્હોટું
વાત હૃદયમાં એજ ધારજો અવર સર્વ છે ખોટું.
ગમે તેમ કરી સત્ય પાળવું, થઈ મોતની સામે
જીવ જાય તો ભલે, આવશે કહો પછી શા કામે?
સાગર કેરો સબળ કિનારો, મોજાં જ્યાંથી ચાલે,
ત્યાંના રેતીકણુની ગણુના થાય કદિ કો કાળે,
અથવા ઉંચા મેરૂ કેરા રજકણુ ગણ્યા ગણાએ
પણુ અવતાર લીધા પૃથ્વીપર સંખ્યા તેની ન થાએ.
પાપે ખેંચી આણ્યા અહિયાં હશે કેટલી વારે
અવર અવની પર લઇ ખેંચેલા, હશે ન તેનો પારે;
હશે કેટલા હવે પછીથી થઇ જવાના બાકી
તે મુક્તિ થઇ જાતા પેહેલાં રેહેશે થાવા તાકી.
ગરીબ પ્રાણિયો અતિ આપણે અહિંથી તહિં આથડિયે,
ભાગ્યતણાં મોજાં જયમ ઘસડે તે મગ ઘસડઇ પડિયે.
તજી એક બ્રહ્માંડ વળી બીજે બ્રહ્માંડે જઇયે,
એક યુગમાં હઇએ કહિં ને બીજામાં કહિં હઇયે;
કાહિં મરિયે ને કહિં અવતરિયે કહિં માગણુ, કહિં દાતા;
કહિં પુત્ર, કહિં પુત્રી થઇયે; કહિં પિતા કહિં માતા;
એક વાર તો ધણી થવું ને પછી તરત ધણિયાણી,
રાજા થઇને રંક અવતરી, ભરવું વેઠે પાણી;
એક વાર માણુસ અવતરવું, એક વાર પશુ થાવું
કર્મ ઘસઇને મુક્ત થતા લગી એ રીતે અથડાવું.
મૂર્ખ, જગતને વળગી રહીને મ્હોડે બોલે એવું
"મારી ધરતી, મારૂં ખેતર, મારૂં ઘર આ કેવું!
અરે કોણુ જબરૂં છે એવું સૌ એ લે છીનાવી
મારાથી પણુ એથી જૂદાં થવાય કયમ અહિં આવી"?
જાણુ જીવડા! ઘણાજ જગતે તુજને તેનો કીધો

વળી તેહને ફાવ્યું ત્યારે તરતજ ફેંકી દીધો.
તેમ છતાં નિજ પ્રિયા ગળે તે પ્રેમ ધરીને બાઝે
"મારી વાહાલી, મારી પ્યારી," કહી દુઃખથી તે દાઝે.
"અમને બેને જૂદાં પાડે એવો કોણ પ્રબળ છે
જૂદાં પડતાં કેમ જીવાશે? એવી કઈ તે પળ છે?"
કોટી સ્ત્રિયોએ જેની તુજને પ્રાણપ્રિય કરી દીધો,
વળી કરોડો બાળે તુજને બાપા! બાપા! કીધો.
જ્યારે જિવતર એવું છે તો હર્ષ શોક શો કરવો?
લડવું ભાગ્યની સામે એનો કશો ભાર નવ ગણવો.
સંકટમાં લપટાતાં ને વળી દુઃખ ભાગ્યમાં ભળતાં
ખેદ નહિં માની લેવો મન આંસુ આંખે ગળતાં.
ડાહાપણ કેરૂં ખડ્ગ ધરીને, ધીરજ રૂડી ધરવી
દુષ્ટ મન તણી દુષ્ટ વાસના સત્વર પ્રલય કરવી,
પછી બુદ્ધિના પાંખાળા તું ઘોડાપર બેશીને
જ્ઞાનતણી ઉંચાઇ માપી લે ચોગરદમ પેશીને.
વિચારતાં તું જાણી લેશે સુખ ત્યાં દુઃખ તો આવે
એક આવતાં તેની સાથે બીજું તાણી લાવે.
કારણ એનું એ કે, પેઠો સુખનો છેડો દુખમાં
એજ રીતે દુખનો છેડો તો જઇને અડિયો સુખમાં.
સર્વે મનુષ્ય પ્રાણી કેરૂં ભાગ્ય બન્યું છે આવું.
આપ જાણછો સર્વે વાતે, હું શું અલ્પ બતાવું?

અહો મહારાજ હરિશ્ચંદ્ર! તમે તમારી રાણીને અને પુત્રને આજ્ઞા આપો, તેમને જવાદો. હું આપનો સદાનો સેવક આપની સાથેજ રહીશ.

**અગ્નિસેન.**—અરે માણસો, આવડો કોલાહલ કરી મૂકીને તમે શા માટે વિવાદમાં ઉતરી પડયાં છો? જ્યારે ઘોડો વેચી દેવામાં આવેછે ત્યારે તે વેચાતો લેનારની મતા થાયછે. એના વેચનારની ઇચ્છા હોય તો ઘાસ પૂરી પાડવાનો લગવો ભલે બાંધે. વિંટાઇ વળવાનો બીજો હક તેને શો રેહેછે? ખસો દૂર ને આપો માર્ગ. બાયડી! છોકરા! ચાલો મારી સાથે.

(હરિશ્ચંદ્રના પડખામાંથી તારામતીને તથા રોહિતાશ્વને જૂદા કરેછે અને પોતાની આગળ હાંકી ચલાવેછે.)

**सत्यकीर्त्ति.**— દૂત નક્ષત્ર, અમને જવાને હવે આજ્ઞા આપ.

**नक्षत्र.**— શું તું એમ ધારેછે કે હવે કાંઇ માગતું રહ્યું નથી? હરિશ્ચંદ્ર! તારી સંભાળ રાખવામાં મારે અતિશય સંકટ સોસવાં પડ્યાં છે તો તેનો બદલો મળ્યા વિના હું ખાલી હાથે જાઉં તે ઘટિત કેહેવાય કે?

**हरिश्चंद्र.**— ઠીક ભાઇ! તું પણ તારૂં બાકી રહ્યું હોય તે પૂરૂં કરી લે.

**नक्षत्र.**— હું કંઈ વધારે માગતો નથી. દશ હજાર મોહોરો મળશે તો હું સંતોષ પામીશ.

**हरिश्चंद्र.**— બહુ સારૂં. સત્યકીર્ત્તિ! ભારે વર્ષાદ તો વરશી રહ્યો પણ હજી ન્હાનું ઝાપટું ચાલતું છે. મારી પાસે મોહોરો તો નથી. હવે તો મારૂં શરીર બાકી રહ્યું છે. વેચી દે તે અને નક્ષત્રને તૃપ્ત કર.

**सत्यकीर्त्ति.**— અરે! આવું મહાપાપ કરવા જતાં મારી જીભ ઉપડે કેમ? મારા રાજાનો હું વેચનાર છું એવો ઉચ્ચાર આ જીભથી થાય કેમ? ના એમ થાય નહિ. અધિપતિ! મને વેચો અને આ દૂતનું લેણું આપો. ગરજની વેળાએ જ્યારે મારા જેવો સેવક પોતાના ધણીના ખપમાં આવે નહિ ત્યારે પછી તે શા કામનો?

**हरिश्चंद्र.**— કર્યાં કર્મનાં ફળ સર્વેને ભોગવવાં પડેછે. પ્રધાન, હું તમને પ્રાર્થના કરીને કહુંછું કે મને વેહેલો વેચી નાંખો.

**नक्षत्र.**— સત્યકીર્ત્તિ! આ ગધેડાને તું સમજાવને જે જરા ડાહ્યો થાય, સત્યથી શું વળવાનું છે તે પૂછની એને? એના મગજમાં એમ ભરાઈ પેઠું છે કે આવાં ઘેલાં કાહાડવાં એજ સ્વર્ગે પોહોંચવાનો માર્ગ છે? સત્યે એને એકેય સંકટમાંથી તાર્યો છે? એના એકનાએક છોકરાથી ને એની બાયડીથી છૂટાં પડતાં સત્ય સાહાય થયું હતું કે? એહ! અને એની હરાજી થવાની બાકી રહી ગઇ હતી તે પૂરી કરનાર સત્ય છે કે કોઇ બીજું? અરે! આ રાક્ષસી સત્યતા તે કેવી ઘાતકી કેહેવાય વારૂ? ધિઃકાર હજો એને, જ્યારથી એના મગજમાં એ ભરાઇ પેઠી છે ત્યારથી એને ભમાવી મૂકયો છે, તો એ કેમ એને થોડી વાર પણ વેહેતી મૂકતો નથી? ફૂટેલા કપાળના માણસ! આમ આવ.

હવે આ છેવટની વેળાએ તારી સત્યતા રાક્ષસીને પડતી નાંખ્ ને અસત્ય દેવીની ઉપાસના કર્. અને એની કૃપા સંપાદન કરી લે. તારૂં કલ્યાણ કરવાને તે તાકીજ રહીછે. અરે, બધા પ્રકારનું સુખ તારા ઉપર વર્ષાવવાને તે વાટ જોઇ રહી છે. અરે! ભલા માણુસ! મનમાં ઢચુંપચું શું કરવાને થવા દેછે? આવ્ મારી પાસે, ને હું એકલો સાંભળું એમ માત્ર એકજ જૂઠું બોલ્—જરા જેટલું જૂઠું—વધારે નહિ, અને જોઇ લે પછી, તને તારી બાયડી તારો છોકરો, તારૂં રાજ્ય, તારી પ્રજા અને તારૂં બધુંએ પાછું મળેછેકની? વળી એક છેલી વારનું મારૂં સાંભળી લે, જો, આ સત્યકીર્ત્તિ વેચાય ને તેનું નાણું મને આપવાના કામમાં લાગે એવો ઓરિયો રાખીશ નહિ. જેની પાસે લેણું તે વેચાય તેનોજ પૈસો મારા ખપમાં આવે એમ છે.

**सत्यकीर्त्ति.**—અરે ભાઇ નક્ષત્ર! તું એમ બોલ નહિ.

**नक्षत्र.**—'બોલ નહિ બોલ નહિ' શું બકેછે? તારા જેવા વડા પાપીના વેચાણથી ઉપજેલું નાણું મારે નહિ જોઇયે. ના, મારે ખપે નહિ. કિયો ગધેડો તારી દશહજાર મોહોરો આપવાનો હતો? કોઈ ફૂટી બદામ ના આપે બદામ.

**हरिश्चंद्र.**—સત્યકીર્ત્તિ! તમે વધારે વાર કરો નહિ. મારા માથા ઉપર તરણું મૂકીને મને વેચવા માંડો.

**सत्यकीर्त्ति.**—(તેમ કરીને બોલી ઉઠેછે.) કાશીના રેહેવાસિયો! આવો, આવો, અહિં આવો! તમે તમારૂં ખાવાનું તજો, તમે તમારૂં પીવાનું તજો ને અહિં આવો. આવો જોવાનો લાગ તમને કદિ ફરીને મળવાનો નથી. અને મારા હાથમાં જેવી વેચવાની વસ્તુ છે તેવી તમને ફરીને કદિ મળનાર નથી. (લોકોનું ટોળું એકઠું થાયછે.) જાણો કે આ મહા પુરૂષ એક પદભ્રષ્ટ થયેલા રાજા છે. ક્રૂર ભાગ્ય કેવો ફેરફાર કરેછે તે જોવું હોય તો એમને જુવો અને જાણો કે વિશ્વામિત્રનું એ બળિદાન થઇ પડેલા છે. ભાઇયો! એમણે દેવું વાળવાને પોતાની સ્ત્રીને અને પુત્રને વેચી નાંખ્યાં છે. અને હવણાં એ પોતે દાસ થવાને વેચાવા સારૂ તૈયાર થયા છે.

**लोको.**— (માંહેમાંહે.) અરે! એમ કરવાનું એને શું કારણુ હશે?

**સત્યકીર્ત્તિ.**— ( તેમનું સાંભળીને. ) એક ધર્મ, બીજું કાંઇ નહિ પણ એક ધર્મ, પામો તમે આશ્ચર્ય એમના દૃઢ ટેક ઉપર; આણો તમે દયા એમની અશરણ સ્થિતિ ઉપર; અને થાઓ તમે ધણી એક રાજવંશી દાસના. હું એમનો કૃતઘ્ન પ્રધાન એમની ઉદારતાથી -હૃષ્ટપુષ્ટ થયેલો—એમના હતભાગ્ય ઉપર રાજી થનારો— એમને આશ્રય આપવાને આનાકાની કરનારો એવો, એમની માત્ર હરાજીજ કરી શકુંછું. દયાવાન્ જનો! ધર્માત્મા થાઓ; દશ હજાર મોહોરો આપો અને આ રાજાને વેચાતા લ્યો.

( કાશીના સ્મશાનનો ઉપરી કાલસેન કરીને એક ઢેડ પ્રવેશ કરેછે. )

**કાલસેન.**—(ઉંચું માથું કરીને બધા સાંભળે એમ.) હા, હું કારહેન, કારહેન કેહેવાઉં. અને વળી અમેકની, હા, માબાપ તમારા ઢેડા; ને હુંકની ઢેડાંના મુછીમાં ખપું. પણ તેમાં તે મોટી શી વહાત! વહીટ રૂશ્યે ઢેઇડી હાથે હગાઈ કીધીતી તો. હાંયકે બાપજી પેલો કંધ (સ્કંધ)–શિવપારવતીનો સોરો, ઇણે અમારા ઢેડની સોરી હાથે શેડા ગાંઠણું ચ્યાં નુંતુ કીધું? પેલો મોટો તીરૂવલેવર કોણ હુતો જે? ઢેડત્તો. હાંયકે માબાપ! બળધિયાનું માંહ તો ખાઉં તેમાં હું થૈજ્યું જે? ભાંમણ મને ભલે ને શેટે કાઢતા; રાજા સોને ધૂતકાર કરતા. ને વળી વાંણિયા ને બીજા તો કેહે કે અમે અભડે મરિયે. હૌદર તો અમારાથી નાહતા ફરે. હા પણ બધાયને ને એકે એકને સેવટે મારી ફાહે આયાવના ચ્યાં સૂટકો સે જે? આ દુણિયાંમાં બધાંનો શેલવેરકો હગો તો હુંત્તો. અને વળી હગો તો હગો પણ શેલવેરકો વેરી! હાંયકે માબાપ, હું એમને પૂંચી મૂકુકને તાણે આંછો બોચિયે જાય. બધાંયના ઉપર મારૂં વેર ચમ વાળવું તે હંધુંએ મારી જાંણમાં તો. મોટા રાજા હરખા ને રાંણા હરખા, મારી મેહેરની શાયામાં આવી પડેસે. રૂપાળી બાયડિયોને પણ મારો ખપ પડેસે. હાંયકે, તાણેં તો હું આખા જગતનો ધણીત્તો! પણ હાંયકે આ બધી બૂમાબૂમ ચ્યાંથી નીકળે?

( હરિશ્ચંદ્ર ઇત્યાદિને જોઇને. )

હાંય કે, માબાપ આંને વેચો કે? હું એ મોટા માંણહની માગણી કરવા દો તો કરૂં.

**हरिश्चंद्र.**— નીચમાં નીચ જાત છતાં તે ધનવાન્ હોય તો તેને માન આપવું જોઇયે; કેમકે સંપત્તિ દેવી જ્યારે તેનો તિરસ્કાર કરતી નથી ત્યારે આપણે માણસોએ તેનો શા માટે ધિઃકાર કરવો જોઇયે? કાંઇ પણ વાર નહિ કરતાં મને વેચી દો, આ માણસ રાખવાને તૈયાર જણાયછે.

**सत्यकीर्त्ति.**— ત્યારે શું એક રાજાએ ઢેડના દાસજન થવું? શું કરિયે ઉપાય નહિ. મ્હોટા છે તે વિપત્તિમાં પણ મ્હોટાજ છે. ધોળા શંખને બાળો તોયપણ તેની રાખ ધોળીજ થશે. તેજસ્વી મોતીના દાણા ચીકણી શીપમાંજ માત્ર ડબાઇ રેહેછે.

**कालसेन.**— હાંય કે બાપજી, મેં માઠું તો લગાડ્યું નથી? જો એમ થયું હોય તો મને જવા દેજો.

**हरिश्चंद्र.**— ના ભાઇ, એમ કાંઇ નથી; તમે અમારા મિત્ર છો. આ નક્ષત્ર દૂતને દશ હજાર મોહોરો આપો એટએ હું તમારો દાસ થઇને રહીશ.

**कालसेन.**— મારી ને મારી ધણિયાંણીની હારી પેઠે ચાકરી કરો, ને અમારા બેયના કહ્યામાં રોહો તાણે તો હું એટલું નાણું કાઢી નાંખું.

**हरिश्चंद्र.**— સર્વ પ્રકારે તમને સંતોષ વળે એવી રીતે તમારી ચાકરી કરવાને હું બંધાઉંછું. સત્યકીર્ત્તિ! વગર ઢીલ કરવે વેચાણ લેખ તૈયાર કરો.

(લેખ લખીને વાંચી સંભળાવેછે અને કાલસેનને આપેછે.)

**सत्यकीर्त्ति.**— કાલસેન! પેલા દૂતને મોહોરો આપો.

**कालसेन.**— (મોહોરોનું એક હાંલ્લું લાવીને આપેછે.)

લ્યોકે બાપજી, આ હોંલ્લામાં દહ હજાર મોહોરો સે. એકની તે મહાંણમાં મડદાં બાલવાનો મારો હક લેઇને એકઠી કીધીસે. એને હાથ અડાડશો નહિ અભડૈ જશો, લ્યોકે હું ઉંચે રહીને ઠાલવું. [ ઠાલવેછે. ]

**नक्षत्र.**— નીચ માણસ, એમ બોલીશ નહિ. ગમે ત્યાંથી આવે પણ સોનું તે વળી અભડાતું હશે કે? સોનું તે સોનું. કૂતરાના મૂલના રૂપિયા આવ્યા હોય તે કાંઇ ભસતા નથી. અને ફૂલ લેવાને પૈસા આપ્યા હોય તેમાંથી સુગંધ નીકળતી નથી.

**कालसेन.**— (હરિશ્ચંદ્રને) રાજ, હેંડ કે મારી હાથે હવે. પેલાં બલધિયાનાં ચાંમડાં મૂક કે તારે માથે, ને હેંડ ચાંમડિયા-વાડામાં. (હરિશ્ચંદ્ર તેમ કરેછે.)

**नक्षत्र.**— હરિશ્ચંદ્ર ! તું શું કરવાને ભૂલેછે ? હજી પણ લે તને એક વાર લાગ આપુંછું; જૂઠું બોલ કે બચ્યો જાણ. અરે કોઈ રાજાને એવડું રાજ્ય નહિ મળેલું એટલા બધાનો તું રાજા થઈ જઈશ. બોલની જૂઠું ?

**हरिश्चंद्र.**— બહુ થયું ભાઈ, બહુ થયું. હું હવે તને છેલ્લું નમન કરૂંછું. (નમન કરીને ચાલવા માંડેછે.)

**नक्षत्र.**— આપણે છૂટા પડિયે તેના પેહેલાં મારે બે બોલ કેહેવાના છે. મહાન અધિપતિ ! સાંભળી લે. આટલાં બધાં માથા ઉપર બ્રહ્માંડ છે તેમાં, કે પછી જે નીચે છે તેમાં તારા જેવો ધર્માત્મા અને તારા જેવો સત્યવાદી રાજા કદિયે મેં સાંભળ્યો નથી કે જોયો નથી. હરિશ્ચંદ્ર ! સર્વે પ્રકારે તું સુખી થા. મને કાંઇ દોષ દઇશ નહિ. હું તો કોઇ બીજાનો સાધનભૂત થઇ પડ્યો છું એટલે નિરૂપાય છું. રાજા ! હવે તને મારા છેલ્લા નમસ્કાર છે. . [જાયછે.]

## प्रवेश २ जो.

### स्थळ, કાશીનો ચામડિયાવાડો અને સ્મશાન.

### કાલસેનની સ્ત્રી.

અલ્યા કારહેન ! હવે તું થાચીને આયો નાહ ? આટલી બધી વાર લઞી ક્યાં મુવોતો જે ? બધું કાંમ કાજ નાંછી દેઇને હાંમી ભાગોળે તારી નાંનકડીને ઝુંપડે પડી રેહેતો મુવોને તું. રાતરે એક ભાંમણના ઘરમાં વાછડું મરી જ્યુંતું તે ઉચકી જ્યો-તોકની ? આ કાહીના આડા લોક ગાંમમાં મડદું પડ્યું હોય તો ઉચકી જ્યા લગી ખાતા કે પીતા નથી તે મુવા તું જાણે-કને ? મહાંણુ તેં કીને હોંપ્યું સે ? ને આજની તારી કમાઇ ક્યાં સે જે ? (હરિશ્ચંદ્રને જોઇને.) આ રાજ કોણ સે જે ? આંઇ આભડશેટમાં ક્યમ આયાસે ?

**कालसेन.**— મોઇ તું તો જારે તારે આંમને આંમ મારૂં મગજ ખાઇ જાસ. જવાદે તારો બબડાટ ને ભભડાટ. હું મારૂં બધું કાંમકાજ કરી નાંછીને આયોસું. મોઇ જોને તારા ઉપર મારૂં હેત એટલું બધું સે જે તારા કેહેવા પરમાંણે તારૂં કાંમ કરવાને આ માંણુહને વેચાતો લેઇ આયોસું.

**कालमुर्खी.**— ઘયડા ઢચરા! ચ્યાં જયું પેલા મરી ગયેલા વાછડાનું ચાંમડું? તારી નાંનકડી બાયડીના ઝુંપડામાં નાંછી આયો કે શું? મારૂં ચાંમડું આંમ મૂચી દે, નેકર તારા ભેચાજ કાઢી નાંછેશ. ગધેડા! આ રાજ જેવા દેખાતા માંણુહના પૈહા શું કરવાને કાઢી નાંચ્છા? એનાથી હેંડાતુંજ ની હોય તો પછી કાંમ ચ્યાંથી કરી હકવાનો હતો જે? મારે તો ઇનો ખપ ની મળે. લેઇ જા પાસો આંઇથી. એવા નવા માંણુહને મારા છાપ-રામાં ઘાલીને લજવાવોછ કે શું? મુવા! આંમ ધૂળધાણી થઇ જવાને તને પૈણી સું કે શું? આંમ કાઢી નાંખવાને મેં પૈહા એ-કઠા કચ્યાસે કે શું? આપણે એક વાર પૈહાવાળાં કેહેવાતાંતાં તે મુવા તેં ભીખારી કરી નાંછ્યાં. મારી ફાહે તો આગ આ હાવેણાના ઝપાટાથી નીચેજ મારી પાડેશ.

(નાચી કૂદીને રમસ્તાન મચાવી મૂકેછે.)

**कालसेन.**— મારી વાહાલી બાયડી! મેર કે તું આમ શું કરે? ડરેશ ની અમથી. મેં તને સોડી દીધી નથી. તારૂં આવું મ્હો ઉપજાવે એવું મોઢું મારાથી ચમ વીહારી દેવાયજે? તું ડાચણના કરતાં વધારે હારી ચ્યાં નથી જે? તારૂં ચાંમડું પેલ્લું નાંછ્યું જો, પાછો વળી મડદાનું માંહ લાયો સું; તે આપ-ણને ને આપણાં હગાંને ખાવાને ચાલશે. હાડકાં પણ આ લાયો, રાછી મૂચ એને. (આપેછે.) જો, હાંભળ, મોઇ હાંભળ, આજે નવીને તાં જયો હઉં તો તારા હમ.

**कालमुर्खी.**— (દોડી આવીને કાલસેનને ભેટીને.) મુવા એમ સે તાણે? તાણે તો ચૌ હારો છોરો તું, લે તાણે તું ખાઈ લે ને પછી જરા હુઈ લે. (હરિશ્ચંદ્રના ભણી ફ્રરીથી જોઈને.) આ રા-જને જોઇને હુંતો ધુજું; એ તો ચાંબડિયો ના મળે. ઇને તો આંઇ રાખવો નથી. મુવો એ તે મારે ચિયા કાંમમાં આવવાનો હતો જે, કાઢી મૂચ ઇને આંઈથી, ઝટ કાઢી મૂચ.

**हरिश्चंद्र.**— બાઇ! હું તમારો ચાકર છું. તમારા કહ્યામાં રહીને બહુ ઉલટથી અને જીવ રાખીને તમારૂં કામ કરીશ.

**कालसेने.**— મોઈ તું ડરી જા નહિ. આ માંણુહ આપણો ધણી નથી પણ ગલાંમ સે. ઘરનું કાંમકાજ ઇની ફાહે કરાવાની તારી મરજી ની હોય તો હું ઇને મહાંણુમાં મૂચેશ. ઠીકને?

**काळमुखी.**— એ બલા મારે ના જોઇયે. લેઈ જા આંઇથી.

**कालसेन.**— હરિયા! જો કે, પણે ડુંગરો ઓલ્યો દેખાય, એની હેઠે મડદાં બાળવાનું મહાંણુ સે. આજથી તારે તાં રેહેવું, ને લોક આપણો કર આપે તે લેઇને મડદાં બાલવા દેવાં. આપણુને થોડા ચોખા, એક હાથ લુગડાનો કડકો ને એક પૈહો એટલું મડદાડીઠ મળેસે તે બધું આંઈ હંભાળીને લેઇ આવજે. ઇમાંથી કાંઈ પણ તારે ચોરી રાખવું નહિ. તારૂં કાંમ તારે મન રાજીને પાંહરે પાંહરૂં કરવું. જો કાંઇ ભૂલ આઇ તો મારીને અડદાલો કાઢી નાંછેશ.

**हरिश्चंद्र.**— બહુ સારૂં શેઠ. બધું તમને લાવીને હું આપીશ, એ તો ઠીક પણ મારી ભૂખ નિવારણ કરવાનો મને તમે શો રસ્તો બતાવોછો? હું તમારો દાસ શાથી જીવીશ?

**कालसेन.**— હા; તારે કાંઈ પણ ખાવાને જોઇયે ખરૂં. ઠીક મને હાંભરચું, જો હરિયા! મડદાના મ્હોમાં ચોખા પૂરવામાં આવેસે તે તારે કાઢી ખાવા.

**हरिश्चंद्र**— શેઠ! જેમ તમારી ઇચ્છા. આ ચાલ્યો હું ત્યાં. (કાલસેનનું ઘર છોડીને જાયછે અને સ્મશાનમાં જઈ પોહોંચેછે.) હું હવે સ્મશાનમાં આવી પોહોંચ્યો. પણ અહિં વર્ષાદ અને ઝાકળ અટકાવાને એક છાપરી બાંધું.

**सत्यकीर्त्ति.**— (રડતો રડતો.) આ મ્હોટા નગરની શેરિયે શેરી અને ગલિયે ગલીમાં હું અથડાઇ ચૂકયો તોપણ મારા રાજાનો મને કહિં પત્તો લાગતો નથી. હવે તે હું શું કરૂં? મારા રાજા, તું કયાં નાશી ગયો? પણે એક છાપરી દેખાયછે, ચાલ હું ત્યાં જાઉં (અંદર જતાં હરિશ્ચંદ્રને જોઇને.) રાજા! ઘાતકી ભાગ્યની રમત તમને આવી સ્થિતિએ પોહોચાડીને અટકી? રાજાઓનો રાજા તે હવે સેવકનો સેવક થઇ પડ્યો! જીવતા

મનુષ્યો ઉપર સત્તા ચલાવનારો તે હવે મરી ગયેલાનાં મડદાંનો બાળનારો થયો! (નીચે પડેછે અને વિલાપ કરેછે.)

हरिश्चंद्र—મિત્ર! તમે વળી અહિં શું કરવાને આવ્યા? જાઓ પાછા અયોધ્યે, અને તમારા કુટુંબ ભેગા સુખ શાન્તિમાં રોહો. મારા ઉપરના પ્રેમને લીધે, ખરે તમે ઘણું સંકટ વેઠ્યું છે. હવે હું તમને પ્રાર્થના કરીને કહુંછું કે તમે કાંઇ પણ વાર નહિ કરતાં તમારે ઘેર પાછા જાઓ. તમારે તમારાં બાળ બચ્ચાંની અને સગાં વાહાલાંની સંભાળ લેવી ઘટેછે. સત્યકીર્ત્તિ! પાપી તો હું છું, કાંઇ તમે નથી. જેણે જેવાં બીજ વાવ્યાં હોય તેણે તેવાં ફળ ચાખવાં, બીજાએ નહિ.

सत्यकीर्त्ति.—મહારાજ! આપ મારાઉપર એટલા બધા ક્રૂર થાઓ નહિ. એક ત્રાહીતના જેવી તમે મારી ગણના કરોછો તે તમને ઘટતું નથી. નહિ મહારાજ! હું આપને કદિ પણ છોડવાનો નથી. પણ આ છાપરીમાં આપણે બે એકજ ઠેકાણે આપણા દિવસ નિર્ગમન કરીશું, અને જ્યારે મોત આપણને છૂટા પાડશે ત્યારેજ એક બીજાથી છૂટા પડીશું. હું આપનો સેવક, કાળસેન આપને જે જે કામ સોંપશે તે તે કરીશ અને આપને માટે ખાવાનું તૈયાર કરીશ.

हरिश्चंद्र.— તમને ઘેર પાછાં જવાને મારા શબ્દો કાંઈ અસર કરી શકતા નથી તો અહિં રેહેવાનું કેહેવા કરતાં બીજું શું કહી શકું? રોહો ત્યારે તમે આ છાપરીમાં, મારા ભેગા. મારા ધણિયે મારા ઉપર કૃપા કરીને થોડા ચોખા લેવાનો ઠરાવ કરી આપ્યો છે તેમાંથી આપણે વેંહેંચી ખાઇશું.

## प्रवेश ३ जो.

### સ્થળ, काशीमां अग्निसेननुं घर.

कालिकानंदी.—સ્વામીજી? હું તમારી વાટ જોઇ રહી હતી. પણ, વળી આ શું જે? ગાય અને વાછડું તમારી પછવાડે ક્યાંથી આવેછે? આવી ભેટ તમને કોણે કરી જે?

अग्निसेन.— પ્રિયા! તારા ઘરકામ કાજમાં તને એ ઉપ-

યોગમાં આવે એટલા માટે હું દામ આપીને લઇ આવ્યો છું. સ્ત્રીનું નામ તારા છે ને છોકરાનું નામ રોહિત છે.

**કાલિકાનંદી.**— આવાં શૂદ્ર જાતનાં માણસને મારા ઘરમાં લઇ આવવાનું મેં તમને કહ્યું નોહોતું. એ તે શા કામમાં લાગવાનાં છે વારૂ? તમે તમારા પૈસા પાણીમાં નાંખી દીધા એટલુંજ નહિ પણ વળી એમને ખાવાનું, પીવાનું, લુગડાં લત્તાં બધું પૂરૂં પાડવું પડશે.

**તારામતી.**— પવિત્ર બાઇ! હું તમારી ગરીબ દાસી છું. તમે જે જે કામ કરવાનું મને કેહેશો તે તે કામ હું કરીશ.

**કાલિકાનંદી.**— તારા! તું તો કહ્યાગરી બાયડી જણાય છે. વારૂ ત્યારે ઠીક છે. જો, સાંભળ, તારે ઘરમાં શું શું કામ કરવું તે તને કહુંછું. તારે નિત્ય પાછલી છ ઘડી રાત હોય ત્યારે ઉઠવું. આખા ઘરમાંથી પૂંજા કાહાડવા ને બધે કેસરનું પાણી છાંટવું. આ કામ થઇ રહ્યા પછી તારે ડેલે જવું, ત્યાં વાશીદું કાહાડવું ને ગાયોને દોહીને દૂધ ઘેર લઇ આવવું. પછી દાહાડો ઉગતા પેહેલાં કસલાં ઉટકવાં, પૂજાનાં વાસણ માંજવાં અને એમની પૂજાની બધી સામગ્રી તૈયાર કરી રાખવી. દાસી! સાંભળ, પછીથી તારે દશ શેર બાજરી દળવી. દળતા પેહેલાં તેને સારી પેઠે વીણવી કે કાંઈ કાંકરો કાંકરી આવે નહિ. ત્યારપછી રસોઇનો સામાન તૈયાર કરી આપવાને હાજર રેહેવું.

**તારામતી.**— બહુ સારૂં બાઈસાહેબ! નિત્ય હું એ પ્રમાણે કર્યાં જઈશ.

**અગ્નિસેન.**— રોહિત! તારી શેઠાણિયે તો તારી માને કામ સોંપી દીધું, હવે તારે શું કરવું તે હું તને કહુંછું, સાંભળ. તારે ઢોરની સંભાળ રાખવી, તેમને ઘોરમાં છોડવાં, પાછાં આવે ત્યારે બાંધવાં. વાછડાંને પાણી પાવું ને તેમની સંભાળ રાખવી. સીમમાં જઇને બીલીપત્ર, પુષ્પ અને દ્રો એ બધું મારી પૂજાને સારૂ લઈ આવવું. જા છોકરા, હવણાં પેલાં વાછડાંની સંભાળ લે. જ્યારે બોલાવું ત્યારે પાછો આવજે.

**રોહિતાશ્વ.**— ઠીક મહારાજ. ( જાયછે. )

(બ્રાહ્મણના છોકરાઓનું એક ટોળું પ્રવેશ કરેછે તેમાં શેષ, કૂપ અને સુપ એ ત્રણ મુખ્ય છે.)

શેષ.—અલ્યા ભાઇ કૂપ! બીલીપત્ર ને દ્રો લેવાને આપણે આજે કેઇ ભાગોળે જઇશું? હજી આપણા કેટલાક ગોઠિયા આવી પોંહોંચ્યા નથી. તે ક્યમ આવ્યા નહિ હોય વારૂ? આ અગ્નિસેનનું ઘર આવ્યું. એની વડકારી બાયડી આજે આપણી સાથે સીમમાં આવેછે કે નહિ તે જઇને એને પૂછિયે. જોને ભાઇ એ નઠારા બ્રાહ્મણને છોકરો નથી ત્યારે એની વહૂને મોકલવી પડેછે. ભાઇ, એની વહૂ આપણી સાથે આવેછે તે ઠીક પડેછે હો. બહુ બીલી ને દ્રો મળે એવી જગ્યાએ આપણને એ લઇ જાયછે. [એના ઘરમાં પ્રવેશ કરીને.] અગ્નિસેન કાકા! આજે અમારી સંગાથે સીમમાં કોણ આવેછે, તમે કે તમારી વહૂ?

અગ્નિસેન.—મૂર્ખ છોકરા, કાકી નથી કેહેવાતી કે શું જે ન્હાને મ્હોડે વહૂ કોહોછો? મારી બાયડીને તેડી જવાનું કેહેતાં તમે શરમાતા નથી? તમે જાણુતા નથી કે મેં એક છોકરો રાખ્યો છે? તેડી જાઓ એને, મારી વાહાલી બાયડી નહિ આવે.

છોકરા.— કાકા અમે ભૂલ્યા, જવાદો અમને. અમે એ છોકરો જોયો નથી. એ કયાં છે વારૂ? મોકલો ત્યારે એને અમારી સંગાથે.

અગ્નિસેન.— દાસી, તારા! પેલો છોકરો વાછડાંની સંભાળ લેવા ગયો છે ત્યાંથી બોલાવી આણીને મોકલ્ આ છોકરા સાથે સીમમાં, જે ત્યાં જઇને બીલીપત્ર ને દ્રો લઇ આવે.

તારામતી.— મહારાજ! મારા બાલક રોહિતને કશી ટેવ પડી નથી તેથી એને સીમમાં મોકલતાં મારો જીવ ચાલતો નથી; સીમમાં જંગલી પ્રાણિયો અને ભૂત પ્રેતથી મારો છોકરો છળી મરે, માટે હું નવરી છું તે તમે કોહો તો જાઉં. હું માગી લઉંછું કે મને જવાદો.

અગ્નિસેન.— અરે દાસી! આડે આવવાનું કાંઇ તારૂં કામ નથી. ટેવ પડ્યાવિનાના છોકરા માટે મેં ઘણું મૂલ્ય આપ્યું છે એ વાત ખરી. અને કદાપિને એ ખોવાઇ ગયો તો મને જાન થશે, કાંઇ તને થવાનું નથી. બસ, એણે કામ કરવુંજ જોઇયે. પછી એ રાજાના છોકરાનો છોકરો હોય કે ગમે તે હોય, તેમાં મારે શું? જઇને વેહેલી મોકલ્ નહિતો આ છોકરા જતા રેહેશે.

**તારામતી.**—મારા અન્નદાતા! તમે કોપો એવું મારાથી કેમ કરાય? હું તમારી આજ્ઞા મારે માથે ચડાવુંછું. (રોતી રોતી રોહિતાશ્વને બોલાવીને.) અરે મારા પ્રિય પુત્ર! નિર્દય ભાગ્ય તને તારા આવા બાલપણમાં જંગલના કામકાજ સારૂ ધક્કેલેછે માટે બા, તું આ તારા ન્હાના ગોઠિયાની સાથે વાધ્ય અને હેમક્ષેમ પાછો આવ્.

**રોહિતાશ્વ.**— માતા! તું રડીશ નહિ. મારા શીખવામાં આવ્યું છે કે પવિત્ર બ્રાહ્મણોની સેવા કરવાથી આપણું સારૂં થાયછે. માટે મને ત્યાં જવાની તું સુખેથી હા કેહે; હું જઇને વેહેલો વેહેલો પાછો આવીશ.

**તારામતી.**— (સીતાજીના મહિનાનો રાગ.)

મારા બાળને વનમાં મોકલતાં મુજ મન અકળાયછે,
ફાટી ચૂરેચૂરા તેના થાય, જાણે જીવ જાયછે.
મારા મધુરા બાલક! મુજ પાસે આવી લે સાંભળી
દેઉં તુજને શીખામણ બાળ તે તો થશે બહુ ભલી.
તારી મા હું અભાગણી કહુંછું તે તું વીસરીશમાં
જજે આ છોકરાંની સાથ, પાછળ તું પડીશમાં.
તુજને વિનવી કહું મારા પ્રાણ! સીધી વાટે ચાલજે
આડી વાટે ચડી ન જવાય એવું તું સંભાળજે.
તારા સોબતી સાથ તું સારી સલુકી ચલાવજે
ચાલી કે' તેમ પાળીને આણ તેઓને રીઝાવજે.
કદિ પજવે તુંને તેઓ તોય તું ધ્યાન ધરીશમાં;
તેઓપર વાળવાને વૈર, વિચાર કરીશમાં.
કુમળા છોડના ફણગા ફૂટેલ મૃદુ તોડીશમાં
ફૂલ ફળથી લચી રે'તાં ઝાડ તેઓપર ચડીશમાં.
રાની પ્રાણી રસ્તા કેરી માંહ મચલાં થઈ પડેલ જે,
જાણી મુવાં, મારી તેને કાંઇ જરા નહિ ખેલજે;
ખીજવાયાં કરી અતિ ક્રોધ તુંપર ધાઇ આવશે
તેથી છટકી જવાનું બાલ, તુને કેમ ફાવશે?
સુણી રાફડા માંહ અવાજ બીજાં બાલ ત્યાં જશે?
પણ તું રખે ત્યાં દોડી જાય, ઝેરી જીવ ત્યાં વસે.
રાખી રૂડી રીતે સંભાળ, ચપળતા ચાળવી
થાય અંધારૂં તેની અગાઉ પાછો વળજે જાળવી.

અહો આકાશના સર્વ દેવ! તમારે આશરે
મોકલું હું ન્હાનો મારો બાલ જેમાં મારી આશ રે.
મારા જીવથી જેહ અધિક તમોને તે ભાળવું
દયાવાન કરીને દ્રષ્ટ તમારે સંભાળવું.
મારા રોહિત થા તું વિદાય વે'લો પાછો વાધજે
તારી માને ન ઉપજે રોષ એવી રે'ણી સાધજે.

**रोहिताश्व.**— માતા! તારા મનની બધી ચિંતા તું કાહાડી નાંખ્. તારી બીક મટાડવાને હું વેહેલો પાછો આવીશ.

**છોકરા.**— હવે તો ભાઇ અમારાથી વધારે વાર નહિ ઉભાં રેહેવાય. જો, જો તો ખરો સૂરજ દેવ દોડતા દોડતા આથમણા ડુંગરા ભણી ઉતરી પડવા માંડેછે તે પછી રાત પડી જશે.

**તારામતી.**— ભાઇઓ! આ મારા છોકરાને હું તમારા સ્વાધીનમાં કરૂંછું અને હું તમને વિનવીને કહુંછું કે એની સંભાળ રાખજો અને જેવો હું તમને સોંપુંછું તેવો સાજો તાજો પાછો મારે સ્વાધીન કરજો. એ મારે એકનો એક છોકરો છે, મારો એજ આધાર છે–મારૂં એજ ધન છે– મારી છેલ્લી આશા છે.

(રડેછે.)

**છોકરા.**— અરે! આ બાઈ તો રડેછે. બાઇ તમે ચિંતા રાખશો નહિ. એને અમે અમારા ગોઠિયા જેવો ગણીશું. અમારી એકઠી કરેલી બીલી ને દ્રોમાંથી એને આપીશું, અને સંભાળીને એને પાછો તેડી લાવીશું. (મુખ ફેરવીને) આ બાઇનું મ્હોડું દયા ઉપજાવતું કેવું દેખાયછે! આ શૂદ્રનો છોકરો કેવો રળિયામણો દેખાયછે!

**અગ્નિસેન.**— (ઘરમાંથી બાહાર આવીને.) અરે તારા! તને આ છોકરાની મોહની લાગી છે કે શું? તું તારો ધંધો છોડીને ખોટી શું કરવાને થાયછે? પેલો મારો ન્હાનકડો સેવક ગયો કે છે? અરે વાહરે! એ તો હજી અહિયાંજ છે.

(ધશીને રોહિતાશ્વને રસ્તામાં આગળ કરેછે, છોકરા તેની સાથે જાયછે અને તારામતીને ઘરમાં ધકેલેછે.)

# प्रवेश ४ थो.

## स्थळ, काशीनी पासेनुं जंगल.

**शेष.**—ભાઇયો ! આપણે જંગલમાં ઘણું રખડ્યા. હવે બહુ અસૂર થયું; માટે વેહેલાં વેહેલાં બીલીપત્ર તોડો અને દર્ભ કાપવા મંડીજાઓ. જુવો ભાઇ, આપણામાંથી બધાએ થોડું થોડું પેલા નવા છોકરાને આપવાનું છે હો. ( તેઓ કામે મંડી જાયછે. )

**रोहिताश्व.**— મારા વાહાલા ગોઠિયા ! તમારી મેહેર મારા ઉપર ઘણી છે. મને બીલીપત્ર તો બહુ મળ્યાં પણ દર્ભ જેટલો જોઈયે એટલો થયો નથી ને પેલી ડુંગરી ઉપર મ્હોટા મ્હોટા એના છોડ છે ત્યાં મને જવા દો તો મારે જોઇયે એટલો ઝટપટ થઈ જાય.

**कूप.**— ભાઈ! તારી પાસે દરભ છે તે ઘણોએ છે; ચાલો આપણે હવે ઘેર જતા રહિયે. ઓ ગોઠિયાઓ! તમે પોત પોતાની બીલી ને દરભ લઇને ચાલો, જરાકે અંધારૂં થઈ જશે તો આપણે સીમમાં ભૂલા પડીશું. (બે ત્રણ છોકરા એકઠા થઇ જાયછે તેને ) આ છોકરો તો વધારે દરભ લેવા જવાને માટે બાઝ બાઝ કરેછે. તો ઠીક છે એને રાજી રાખવાને જવાદો ત્યારે. રોહિત ! જા, અને થોડોક દરભ થાય એટલે વેહેલો આવજે. ( દોડીને ટેકરીઉપર ચઢી જાયછે, ત્યાં દર્ભમાં જઇને જેવો કાપવા જાયછે તેવોજ એક સાપ દરમાંથી નીકળીને તેને દંશ દેછે એટલે રડતાં. )

**रोहिताश्व.**—હરિ ! હરિ ! ઓ મારા ગોઠિયા ! ઓ ગોઠિયા ! આહિં આવો, આવો મારી પાસે !

**कूप.**—અરે, પેલો છોકરો રડેછે કયમ જે ? બિચારા ગરીબ છોકરાને શું થયું હશે વારૂ ? ચાલો આપણે જઇને જોઇયે.

( તેઓ ટેકરી ઉપર ચડી જાયછે અને રોહિતાશ્વને ભોંય ઉપર પડેલો જુવેછે. )

**रोहिताश्व.**— ભાઇયો ! મારા કુળદેવની પેઠે, તમે હેતથી મારી આસપાસ વીંટલાઈ વળ્યાછો તે, મારૂં છેલ્લીવારનું કેહેવું સાંભળો. ભાઇયો ! એક કાળો સાપ પેલા દરમાંથી નીકળીને મને કરડી ગયો. આ મારા જમણા પગે મને બહુ કર-

ડચો. અરે ! મને બહુ દુઃખ થાયછે, મારા આખા શરીરમાં ઝેર પખરાઈ જાયછે. મારા ગોઠિયાઓ ! હવે હું શું કરૂં ? તમારામાંથી કોણ મારી સંભાળ લેશે ?

**एक छोकरो.**—( તેની આસપાસ બેશીને ) ઓ ! શિવ ! શિવ! આ તે શો ચમત્કાર કેહેવાય ! આ છોકરાને આપણે જંગલનાં ભૂતને બલિદાન આપવાને તેડી લાવ્યા ? ઘાતકી સાપ ! તું કયમ હવે સંતાઇ પેઠો ? આવ્ પાછો વેહેલો ને આ નિરપરાધી છોકરાનો જીવ ઉગાર ! તારા ઘાતકી દાંતે કરડીને તેં એનામાં ઝેર મૂકયું હોય તે આવીને પાછો ચૂશી જા. અમે અજાણ્યા છોકરા શું કરી શકિયે ? તારૂં ઝેર ઉતારવાનો ઉપાય અમે કશો જાણતા નથી. ઓ સાપ ! અમે તને કરગરીને કહિયે છિયે. તું બાહાર નીકળ્. અમને દેખા દે.

**रोहिताश्व.**— અરે ! મારી છાતી ભારથી દબાઇ જાયછે ! કોહોડીથી કોઇ મારાં હાડકાં કાપતું હોય તેમ હાથમાં ને પગમાં મને દુઃખ થાયછે–મારૂં માથું ભમી જાયછે. મારી આંખો કશું દેખતી નથી, મારા કાન સાંભળતા નથી રે મારા બાપ ! મારૂં બધું હવે પારપડયું. વાહાલા ગોઠિયા ! હું મરી જાઊં તેના પેહેલાં તમારી પાસેથી એક વાત માગી લઊંછું. અરે તમે જ્યારે ઘેર પાછા જાઓ ત્યારે હું તમને પગે લાગીને કહુંછું કે પેલી મારી વાહાલી મા પાસે જજો, અરે એ મારી બહુ આતુરતાથી વાટ જોતી હશે, એને મારા મરણના સમાચાર કેહેજો. ભાઇયો ! એને રડવા દેશો નહિ. એના અયોગ્ય છોકરાને માટે એને વિલાપ કરવા દેશો નહિ. એને સમજાવજો. બ્રાહ્મણો ! તમે એને કેહેજો કે, તારો છોકરો શિવને ચરણે જઈ પોહોંચ્યો, ને આ જગતના દુખમાંથી છૂટચો.

**घोष.**— ગરીબ બિચારો છોકરો ! હવે એનાથી બોલાતું નથી, એની ખેંચાઇ જતી જીભે “શિવ, શિવ!” એમ બોલેછે. એ બંધ પડી ગયો પાછો. જીવ બધોએ જતોરહ્યો નથી હો ! જુવો એને થોડો થોડો શ્વાસ ચાલેછે. અરે તેપણ હવે રહી ગયો. આખું શરીર હાલતું ચાલતું બંધ પડીગયું. ભાઇયો ! રોહિત તો હવે મરીગયો. કૂપ ! આવ્ આપણે નક્કી કરિયે.

**छोकराओ.**—( રડતાં. ) અરે ! આપણે એને જોઇ રહ્યા હતા

તેજ વેળાએ એનો જીવ જતો રહ્યો. એનું રૂપાળું મ્હોં કેવું સોહામણું દેખાયછે! આવું વાહાલું લાગતું મ્હોં જે જુવે, અને ઘડી ઉપર એ બોલતો હતો એવો મધુરો અવાજ જેના સાંભળવામાં આવ્યો હોય તે એને દુઃખ દેવાને મન કરે ? અરે ભૂત સરખાં પણ એની સંભાળ લેવાને મંડી ના જાય ?

रूप.—મારા ગોઠિયા ! આપણું રડવું હવે કશા કામનું નથી. એનામાં જીવ પાછો ઘાલવાની આપણામાં શક્તિ નથી. તેમજ વળી એનું મડદું આપણાથી ઘેર લઇ જવાય એમ નથી. ચાલો આપણે દોડ્યા દોડ્યા જઇને એની માને કહિયે. જો આપણને જરા વધારે વાર થશેકની તો રાત્રે ભટકનારાં જંગલી જનાવરના ઝપાટામાં આપણે તરત આવી પડીશું. આપણે અજાણ્યાને એના ઉપર હેત ઉપજવાથી આટલું બધું દુઃખ થાયછે તો અરે એની વાહાલી માને એના એકના એક છોકરાનું કવેળાએ મોત થએલું જાણીને કેટલું બધું દુઃખ થશે વારૂ ?

( તેઓ પાછા જાયછે. )

## प्रवेश ५ मो.

### स्थळ, अग्निसेननुं घर.

तारामती.—( ખડકિયે રોહિતાશ્વની વાટ જોતી. )

હવે અસૂરૂં અને અંધારૂં થયું, તોયપણ છોકરા પાછા આવ્યા નહિ. ઈશ્વર જાણે, વિશ્વામિત્ર બીજું શુંએ ઘાતકીપણું હજી કરશે—કોણ જાણે શુંએ સંકટ તે અમારા ઉપર લાવી નાંખશે. મારો જીવ બળેછે—મારા આખા અંગમાંથી કંપારો છૂટેછે. મને માન શકુન થાયછે. અરે ! મારા રોહિતને કાંઇ થયું તો નહિ હોય ? ( છોકરાને આવતા જોયા અને તેમાં પોતાનો છોકરો દીઠો નહિ એટલે. ) અરે છોકરા ! મારો છોકરો કયાં ગયો ? તમારી સાથે તે કેમ આવ્યો નહિ ? મેં તમને કરગરીને કહ્યું હતું તે તમે ભૂલી ગયા, અને એને પછવાડે મૂકીને આવ્યા ? કહી દો છોકરા હું તમને કરગરીને કહુંછું કે તમે ઝટ કહી દો.

छोकरा.— બાઇ, તમે ખીજશો નહિ અમને. તમારા છોકરાએ અમારૂં કહ્યું માન્યું નહિ ને તે દરભ કાપવાને ગયો

ત્યાં એક સાપ સંતાઇ રહેલો હતો તેના કરડવાથી તે મરીગયો.

તારામતી.—( મૂર્છા પામીને પડેછે તે થોડી વારે રેહેતાં રેહેતાં શુદ્ધિમાં આવેછે ત્યારે. )

રોહિત ! ત્યારે તેં મને છોડી દીધી ને તારી મેળે તું જતો રહ્યો ? મારી કહેલી વાત તેં વીસારી મૂકી ? મારી દયા તને કશિયે આવી નહિ ? ભૂંડા, તેં આ શું કર્યું ? મને કોહો, છોકરા, મારો છોકરો ક્યાં પડયો છે ! મને ત્યાં તેડી જાઓ. હું તમને કરગરીને કહુંછું કે મને તે જગ્યા બતાવો.

एक छोकरो.—બાઇ ! ભાગોળ આગળથી સીમમાં જતાં રસ્તામાં એક મ્હોટું વડનું ઝાડ આવેછે ત્યાંથી દખણાતે પાસે એક ન્હાની નાળ આવેછે તેમાંથી જશોકની એટલે સામી એક મ્હોટી ટેકરી દેખાયછે તેના ઉપર રોહિતનું મડદું પડેલુંછે અને તે દરભથી ઢંકાઇ ગયેલું છે. અમે તો હવે અમારે ઘેર જઇશું. વેહેલા જઇયે નહિ તો ઘેર વઢે, ને વળી આખો દાહાડો અમે બહુ અથડાયા છિયે ને આવો બીક લાગે એવો દેખાવ જોઇને અમે છળી જઇયે છિયે. ( એમ કહી જાયછે.)

अग्निसेन.—( ઘરમાંથી બાહાર ધશી આવીને ) અરે ઓ શંખણી ! તું રાજમાર્ગમાં ક્યાં રખડતી ફરેછે ? તારા કોઈ માંટીની વાટ જુવેછે કે શું ?

તારામતી.—મહારાજ ! મારો છોકરો, જેને તમે દયા આણ્યાવગર જંગલમાં મોકલ્યો, તેને સાપ કરડ્યો ને તેથી તે મરી ગયો છે. અરે પેલા બ્રાહ્મણના છોકરા એના અકાળ મરણની ખબર મને હવણાંજ કરી ગયા. હું તમને પગે લાગીને કહુંછું કે તેનું મડદું શોધી કાહાડવાને મને જવા દો.

अग्निसेन.— અરે, શું એમ થયું ! ત્યારે શું મારા પૈસા ધૂળમાં છૂટી પડયા ? મારા શા ભોગ લાગ્યા હતા જે મને તમને લેવાનું સૂઝ્યું ? હું ગરીબ બ્રાહ્મણ માર્યો ગયો. હશે છોકરો ગયો એટલેથીજ પત્યું, પણ હું કાંઈ એવો ગાંડો નથી કે તેની સંગાથે તને પણ ખોઇ બેસું. જા, ન્હાઇધોઇને તું તારે કામે લાગ. મને તો લાગેછે કે મારા સરખા એક વૃદ્ધ બ્રાહ્મણને દગો દેવા સારૂ નાશી જવાની આ બધી તાલમેલ લગાડી છે.

તારામતી.—મહારાજ ! તમારા સરખા પવિત્ર બ્રાહ્મણને

આવું બોલવું ઘટતું નથી. હું તમારી પાસે થોડી વારની આજ્ઞા માગુંછું. ઘટતી ક્રિયા કર્યા પછી, હું સમ ખાઇને કહુંછું કે, મળસકું થતા પેહેલાં ઘેર પાછી આવીશ.

**અગ્નિસેન.** આ દાસીપુત્રી કેવી મૂર્ખ છે! માણસ મરીગયા પછી તેનું ગમે તે થાય તેમાં શું માંહે? તે ઉત્તરમાં કે દક્ષિણમાં કે પૂર્વમાં કે પશ્ચિમમાં ગમે તે દિશામાં મ્હો કરીને પડે તો શું થઇ જવાનું હતું? એની ઉત્તરક્રિયા કરી તોય શું? ને ના કરીતોય શું? એને એમનું એમ પડચું રેહેવા દીધું તોય શું? ને ભોંયમાં ડાટી દીધું તોય શું? એને બાળીને રાખ કરી દીધું તોય શું? કે પછી ગરધવ કે વરૂ ચૂંથે તોય શું?— એ બધું સરખું છે. શીપમાંથી જ્યારે મોતી કાહાડી લેવામાં આવ્યું ત્યારે પછી નકામી શીપને માટે તે શું કરવાને માથાકૂટ કરવી? દાસી! જ્યારે પ્રાણ નીકળી ગયો ત્યારે માટીના નકામા દેહને માટે શું કરવાને વલખાં મારેછે? હવણાં અંધારૂં ઘોર થયું છે, અને રાત્ર બહુ ગઇ છે; તેવામાં હું તો તને જવાની હા કેહેવાનો નથી.

**તારામતી.**—મારા દાતા, તમને આવું બોલવું ઘટે નહિ. અરે મારા એકના એક છોકરાનું મ્હોડું એક વાર પણ જોવાને માટે મને જવા દો.

**अग्निसेन.**—આ દાસીપુત્રી તે કેવી હઠીલી કેહેવાય! પણ હશે. જો તારા, તું જ્યારે આટલું બધું માથું ઝીકેછે ત્યારે તને અબળા જાતને દુઃખ દેવાને હું ચાહાતો નથી. જા ઝટ કરજે અને પરોડિયું થતા પેહેલાં વેહેલી આવજે.

**તારામતી.**—દાતા, હું તમારી આજ્ઞા પ્રમાણે કરીશ.

## प्रवेश ६ ठो.

### स्थळ, काशीनी पासेनुं जंगल, तथा स्मशान अने शेरियो.

**તારામતી.**—( રસ્તામાં રડતી રડતી. )

આ અઘોર જંગલમાં હું ક્યારની અથડાઈ મરૂંછું, પણ મારા છોકરાનો કહિં પત્તો લાગતો નથી. મારા પગ થાકીને

લોથ થઇ ગયા છે. જ્યાં જાઉંછું ત્યાં મારા કર્મમાં કાંટા ને કાંટા આગળ આવેછે. અંધારૂં અતિશય ઘોર બની ગયું છે. હજી મને વડનું ઝાડ જડતું નથી. અરે પેલા પવિત્ર, પવિત્ર શાના પણ ઘાતકી દર્ભનાં લોથાં ક્યાં હશે? મારી આંખો આગળથી મારા રોહિતને સંતાડી રાખવાને એવું કોણ નમેહેરૂં થયું? અરે, મારા કરતાં જેને વધારે દુઃખ પડેલું એવી સ્ત્રી આ જગતમાં કોણ જન્મી હશે વારૂ! ઓ અહિં ભટકનારાં જંગલનાં જનાવર, તમે મને બીવરાવીનેજ કેમ રહી જાઓછો? અહો રાંછ, તમે મારા ઉપર ઘુરકીનેજ શું કરવાને રહી જાઓછો? તરસ, તમે એટલા તરફોડા શું કરવાને મારોછો? અરે તમે બધાં મારા ઉપર એકદમ ટૂટી પડો, ને અણગમતા થઇ ગયેલા મારા પ્રાણને ખેંચી કાહાડીને મને આ ભારે દુઃખમાંથી ઉગારો. અહિયાં ભટકતા મૃગ! તમારી મૃગલિયો અને ન્હાનાં મૃગલાં તમારી સાથે છતાં મારી વિખુટી પડી ગયેલી સ્થિતિ ઉપર જરા પણ દયા આણીને મારો રોહિત ક્યાં પડ્યો છે તે તમે નહિ બતાવો? અરે આ જંગલમાં તમે બધે ભટકેલાં છો તેથી તેના ખુણે ખુણાની તમને ખબર છતાં તમારે ના કેહેવી ના જોઇયે. મોર,હંસ, પારેવા, તમારાથી અજાણી અહિં એકે જગ્યા છે? ના નથી; ત્યારે હવણાં મારો છોકરો જ્યાં શબરૂપ થઇને પડેલો છે એ જગ્યા તમારા જોવામાં કેમ નહિ આવી હોય વારૂ? (જ્યાં મડદું પડેલું હતું તે ટેકરી ઉપર જઈ પોહોંચેછે અને અજાણતાં તે મડદું પગે અથડાયછે.) મારા છોકરા! મારા છોકરા! શું તું અહિયાં છે? આ તીક્ષ્ણ પથરાની પથારી ઉપર તું સુખમાં સૂતો છે? અરે મખમલનાં ગદેલાં ઉપર સુગંધીવાળાં ફૂલની સાથે પોહોડવાને એક વાર તને મહા કઠિણ પડતું હતું તેની આ વલે? મેં મારી છાતીના દૂધથી તને ઉછેરીને મ્હોટો કર્યો તે આ ટેકરી ઉપર આવી રીતે સૂવારવાને માટે? (છોકરાને પોતાના હાથમાં લઇને બચિયો કરેછે.) ઓ ઝેરી સાપ! આવા કુમળા બાલકને મારી નાંખવાને તારૂં હૈયું કેમ ચાલ્યું? આવા અતિ કોમળ એક બાલક સરખાને પણ ઉગારવાનું તને મન ના થયું? તું આંખો વિનાનો હતો? તારામાં શું દયાનો લેશ નથી? ઓ ક્રૂર સાપ! ઓ ઘાતકી પ્રાણી! હું તને કાલાવાલા કરીને કહુંછું કે તું મારા મ્હો

આગળ દેખા દે, અને મારા છોકરાના ઉપર ઘાતકીપણું બતાવીને તેં એનો પ્રાણ લીધો તેજ પ્રમાણે, આ હું તેની મા, અરે તેની દુખિયારી માનો પ્રાણ ઝટપટ લઇ જા. મારા રોહિતનો મને મેળો કરાવ. અને એનો પવિત્ર આત્મા હવણાં પેલી સુખની જગ્યામાં નિવૃત્તિ ભોગવતો હોય તેના ભેગો મારા આત્માને વેહેલો પોહોંચતો કર કે મારે એનું છેટું ના પડે. જો તું આમ કરીશ તો ઓ સાપ! તેં મારૂં ખોટું કરયું છે એમ હું ગણીશ નહિ, અરે એટલુંજ નહિ પણ હું તને મારો દેવ મને મારો તારનાર ગણીને તારી પૂજા કરીશ! (રડતી રડતી નીચે બેસેછે.) અરે! મને આશરો આપનાર અહિં કોઈ નથી! મારી બૂમોથી હવે શું નીપજવાનું છે? મારા સરખી કંગાલની હવે કોને ગરજ છે? ચાલ હવે હું સ્મશાન શોધી કાહાડું.

(સ્મશાનમાં જ્યાં હરિશ્ચંદ્ર ચોકી કરતો હતો ત્યાં આવી પોહોંચેછે અને છોકરાને ભોંય ઉપર મૂકેછે.)

**હરિશ્ચંદ્ર.**— ( તેના ભણી દોડી આવેછે અને મડદાને લાત મારીને ગગડાવી નાંખેછે.)

ઓ સ્ત્રી! આવી કવેળાએ આ સ્મશાનમાં આવીને ચોરનું કામ કરવાની તેં ભલી હિંમત ચલાવી દેખાયછે તો? તું શું એમ ધારતી હતી કે આ વેળાએ કોઇ ચોકી કરનાર હશે નહિ તેથી તારો લાગ ફાવશે? અથવા હશે તો કયાંય પડેલો હશે તેથી અમારો કર આપ્યા વિના તું મડદું બાળીને નાશી જઈ શકત? જા તું તારે રસ્તે, લઈ જા પેલું મડદું, નહિ તો પછી ધક્કા મારીને તને કાહાડવી પડશે, ખબરદાર!

**તારામતી.**— આ જગ્યાની રીતભાતથી હું છેક અજાણી છું. જો એમ હોત નહિ તો અગાઉથી તમારી આજ્ઞા લીધા વિના હું અહિં આવી હોત નહિ. ભલા માણસ! તું મને ક્ષમા કર. અને હવે આ સ્મશાનમાં આ છોકરાના મડદાને અગ્નિસંસ્કાર કરવા દે.

**હરિશ્ચંદ્ર.**— તું કેહેછે કે હું અજાણીછું તો હું તારો વાંક જતો મેહેલું છું. પણ અગાઉથી અમારો ચાલતો કર લીધા વિના મારાથી મડદું બાળવાની તને રજા અપાય નહિ. કર કાંઇ વધારે નથી.—થોડાક ચોખા, એક લુગડાનો કડકો અને એક પૈસો, એટલોજ છે.

**तारामती.**— હું તો એક બ્રાહ્મણની માત્ર દાસી છું અને જંગલમાં સાપના કરડવાથી આજ આ મારો છોકરો મરણ પામ્યોછે, ત્યાંથી હું એને બારોબાર ઉચકી લાવીને અહિં આવી છું. હું ખાલી હાથે છું, મારી પાસે કાંઇ નથી. માટે હું તમને કરગરીને કહુંછું કે મારા ગરીબના ઉપર દયા આણીને તમે તમારો કર જતો મેહેલો. જે ગરીબની ઓથે આવેછે તેની ઓથે પરમેશ્વર આવેછે.

**हरिश्चंद्र.**— તારા કરગરવાથી કાંઇ વળવાનું નથી; કર તો તારે આપવોજ પડશે. એ કાંઇ મારી મતા નથી; પણ મારા ધણીની મતા છે અને તે મૂકી દેવાની મને સત્તા નથી. મડદાના મ્હોમાં જેટલા ચોખા ભરવામાં આવેછે તેટલા ચોખા ઉપરજ મારો હક છે તે હું ખુશીથી મૂકી દેવાને તૈયાર છું પણ બીજો કર તો તારે આપવો પડશે, માટે જા તે લઇ આવ.

**तारामती.**— પરોડિયું થતા સુધી માત્ર બાહાર રેહેવાની મને મારા શેઠે આજ્ઞા આપી છે, ને હું જઇને પાછી આવું એટલી વારમાં તો સવાર થઈ જશે. વળી તમે જુવોછો કે મારી પાસે કાંઈ નથી. હું શું કરૂં? હું તમને કરગરીને કહુંછું, મને આશરો આપો.

**हरिश्चंद्र.**—શી ઠગાઈ! અરે સ્ત્રા તારા જેવું ઠગારૂં માણસ મેં મારા આખા જીવતરમાં કહિં પણ જોયું નથી. તું કેહેછે કે મારી પાસે કાંઈ નથી. તું એમ ધારેછે કે હું આંધળો છું? અને તારી ડોકમાં તારા પરણેતરનો હીરાનો ચકચકીત દોરો છે તે હું દેખતો નથી? વેચ એ દોરો કે મૂકી આવ કોઇને ઘેર, ને આપ મારા ધણીનો કર. જા ઠગારી! અહિંથી દીસતી રેહે.

**तारामती.**— અરે! આ તે શું કેહેવાય! અલ્યા મેહેતર! મારા ગળામાં મંગલદોરો છે તે તેં દીઠો? ત્યારે શું હું એટલું બધું નીચપણું પામી ગઇ? શિવની પ્રસાદીમાં મળેલો એવો આ મંગલદોરો અને જે તપસ્વિયોનો અને ઋષિઓનો આશીર્વાદ પામેલો— અને જે ત્રિશંકુના પ્રતાપવાન્ પુત્ર વિના આજ લગી બીજા કોઇના જોવામાં આવેલો નહિ એવો ગુહ્ય મારો મંગલદોરો હે ઢેડ! તારી અધમ આંખો પડવાથી અપવિત્ર થયો? હા; હું મારા દેશમાંથી દેશવટો પામી, હું મારો પ્રાણપતિ જે

પ્રિય રાજા તેનાથી વિખુટી પડી, અને હું મારો એકનો એક છોકરો આ વેળાએ ખોઇ બેઠી એવું છતાં પણ અરે ! આ વેળાએ હું ઉઘાડી પડી તેથી મને જે દુઃખ થાયછે તે અતિશય થઈ પડ્યું છે. હવે તો મારા જીવતરનો છેડો આવે તો બહુ સારૂં થાય. (રડેછે.)

**हरिश्चंद्र.**—(પાસે જઇને આશ્ચર્ય પામી) અરે તું કોણ ? અભાગી હરિશ્ચંદ્રની પ્રિયા, અને આ તેનો કુમાર ?

**तारामती.**— હા.

**हरिश्चंद्र.**— ઓ મારી પ્રાણપ્રિયા ! આ શું કેહેવાય, આ શો ગજબ ! આપણા રોહિતનું આવું અકાલ મૃત્યુ થયું ? એ પણ આપણને નહિ છાજ્યો ? અરે ! એણે તે શો અપરાધ કર્યો હશે અને કોનું દિલ દુખાવ્યું હશે ? ઓ દયાવિનાના સાપ ! તેં નિરપરાધી બાલકનો જીવ શું કરવાને લીધો ?

(કુમારને હાથમાં લઇને વિલાપ કરેછે.)

**तारामती.**— અહો મારા વાહાલા સ્વામી ! તમે આ કામ ઉપર ! જે દુઃખરૂપી આગનો ભડકો હવણાં તમને બાળી નાંખેછે તેમાં ઘી હોમવાને હું અહિં આવી પોહોંચી ? તમારૂં દુઃખ જોવાને હું આવી ? પણ મારા વાહાલા, તમે દુઃખી થશો નહિ. આપણે આવા સંકટની પણ સામે થવું અને આપણી ધીરજને ડોડલી થવા દેવી નહિ. હવે તો આ કુમારને અગ્નિસંસ્કાર કરવાનું થાય તો ઠીક. તમે જેવા એના ઉત્પન્ન કરનારા છો તેવાજ હવે નાશ કરનારા થાઓ.

**हरिश्चंद्र.**— (કુમારને ભોંય ઉપર મૂકીને.) પ્રિયા ! તું મારી સ્ત્રી છે એ વાત ખરી, અને આ બાલક મારો કુમાર છે એ પણ ખરૂં, તોયપણ મારા ધણી કાલસેનનો હું સેવક છું તે મારાથી તો એને દગો દેવાય નહિ અને હું દેઉં પણ નહિ. જ્યાં સુધી એનો કર આપવામાં આવે નહિ ત્યાં સુધી આ બાલકને મારાથી આ સ્મશાનમાં બાળવા દેવાય નહિ. માટે તું તારા અગ્નિસેન બ્રાહ્મણ પાસે જા અને તે તને સ્મશાનનો કર આપે એવી રીતે તેને કરગરીને સમજાવ.

**तारामती.**— મારા મરી ગયેલા કુમારનો શોધ કરવાને પણ એ બ્રાહ્મણ મને જવા દેતો નહતો તો તે મને સ્મશાનનો

કર ક્યાંથી આપવાનો હતો? તોપણ મારા પ્રાણપ્રિય! મારે તમારી આજ્ઞા લોપવી જોઇયે નહિ. હું આ મડદું તમારા સ્વાધીનમાં કરીને જાઉંછું. (સ્મશાન છોડીને શેહેરમાં આવેછે અને અગ્નિસેનના ઘરભણી વળેછે તેવામાં માર્ગમાં એક બીજા છોકરાનું મડદું તેને પગે અથડાયછે તેને ઉંચકી લઈને). અરે! આ પણ મારા છોકરા જેવું છોકરૂં છે. એ તે કોનું બાલક હશે વારૂ? એના ગળા ઉપર આ બધા ઘા શાના છે? અરે, એને કોઇયે ફાંસો દેઇને મારી નાંખ્યું હોય એમ જણાયછે.

(શેરિયોની ચોકી કરતા ચોકીવાળા પ્રવેશ કરેછે.)

**चोकीवाळा.**—કાશીરાયની જે થાઓ! જે વિશવનાથ! અમારા હરખા આ નગરના ચોચીવાળા છે તો પછી ચોરના શા ભાર છે કે તેઓ દેખા દેઇ હકે? એક શપાટામાં અમે તેમને પકડી પાડિયે. ચોર જો છાપરૂં કૂદીને જાય, ભાંત ઓળંગે અથવા ઝાડઉપર કૂદતો ફરે કે ઘાસમાં થઇને જાય તો પણ તેનું પગલું કાઢીને અમે તેને ઝાલિયે. અમારા મોહો આગળ એની કશી કારીગરી ચાલે નહિ! ચમજે ચોરી કરવાના કસબનો અમે હારી પેઠે અભ્યાસ કર્યો છે. પૈસાવાળાના ઘરમાં પેહીજવા હારૂં ચોર કેવા લપાઇને તાકી રેહેછે તે અમે હારી પેઠે જાંણિયે છિયે. તેઓ ચોરીનો માલ શી રીતે હંતારેછે તે પણ જાંણિયે છિયે. હે ચોર! અજાંણતાં તમે કાશીમાં ભરાઇ પેઠા હો તો નાશી જજો. અમે વરૂની પેઠે જ્યાં શકાર ખોળતા ફરિયે છિયે ત્યાં તમારે રેહેવા હરખું નથી. અમારા હાથમાં હપડાયા તો તમારૂં મોત આયું જાંણજો. ચેતજો તમારાં નાહખોરાંમાં અમે તેલ કકડાવીને નાંખીશું. જો હાથમાં આયા તો તમારી આંખ્યો કાઢી નાંખશું અને કાંડાંમાંથી તમારા હાથ વાઢી નાંખશું. માટે નાહો આંઇથી નહાય તમ નાહો. જે વિશવનાથ! જે થાઓ કાશીરાજાની.

**चोकीवाळानो नायक.**—અરે ભલા માંણહ! છાંના મરો છાંના, વાથી આંય ઝેણો હાદ આવેછે તે હાંભળતા નથી? આ જાયગા કાંક વેહેમ આંણવા જેવી જણાયછે. કાલે રાજાના મોહોલમાં પેહીને આપણો રાજકુંવર ઉંઘતો ચોરવાની જે ચોરે હેમત કરી તેનો ભેઠો કદાચને આપણને આંઇ થશે. ભાઇયો!

આપણું આજનું કામ બહુ મોટું છે. ચીઓક હાળો રાજાના છોકરાને ચોરી જ્યો એ ચમ વેઠાય? એને તો આજે હોધી કાઢ્યાવના ચાલવાનું નથી. ગમેતાંથી એ ચોરને ઝાલવો છે. હાલો પેધો પડ્યો છે તે હાથમાં આયાવના રેહેવાનો નથી. આપણો રાજા મરવા જેવો થૈ જ્યો છે, મોહેલમાં કાલની કોઇયે આંછે આંછ મેળવી નથી, ને આપણા હોધમાંથી શું નેકળી આવેછે તેની વાટ જોઇ રયા છે. આંય આ ઝાડાંમાં તમે હંતાઇ પેહો. હું આંટો મારીને આવુંછું (થોડોક આઘે જાયછે, અને રસ્તાની એક બાજુએ તારામતીને હાથમાં છોકરા સહિત જુવેછે.) આવો હડહડતો ધનો કરનારી ભૂતડી તું છે કે શું? (છોકરા ભણી જુવેછે અને તે રાજાનો કુંવર જણાઇ આવેછે.) ડાચણ! તેં છોરાને ચમ મારી નાંછ્યો? તું છું કોણ તે કહી નાંછ, બોલ ઝટપટ, ચોકીવાળા, આંઈ આવજો! (તેઓ આવી પોંહોંચેછે) આ ડાચણે આપણા કુંવરને ચોરી આંણીને મારી નાંછ્યો છે. વેહેલા ઝાલો, એ રાંડને બાંધો. ઝાપટો તમારા ડંગોરા ને હારી પેઠે આપો એને આદંપાક. આ રાંડતો જબરી? એણે ફુળામૂળા જેવા કુંવરને ફાંહો દેઇને મારી નાંછ્યો છે એવી કઠણ હૈયાની નેહાહણ છે. તાણે આપણે એને દયા દેખાડવી નથી. આ માંણહ ભરખી જનારી ડાચણે આ છોરાનું લોઈ ચૂશ્યું છે તે બાહાર નેકળી આવે તાં લગી એ રાંડનું ડોકું ડબાવી નાંખો.

**चोकीवाळा.**—બૌ હારૂં, નાયક! તમારા હકમ પરમાણે આ કરિયે અમે. (દયા લાવ્યા વિના તેઓ તેને મારેછે અને પીઠ પછવાડે તેના હાથ સખ્ત બાંધી લેછે તેથી તે અતિ દુઃખ વેઠેછે.)

**तारामती.**—ભાઈ, મને મૂકી દો, આ છોકરાને મેં માર્યો નથી. અરે મેં એને આગળ કદિ પણ જોયો નથી. હું ગરીબ સ્ત્રી છું અને આ નગરના એક બ્રાહ્મણની દાસી છું. તમે મને દુઃખ દોછો તે મારાથી નથી સેહેવાતું. મારા હાથ ડબાવીને બાંધ્યા છે તેથી મારાં હાડકાં ઉતરી ગયાં છે. અરે મારા પ્રાણ! તું આ મારા નઠારા ખોળિયામાંથી શા માટે ઉડી જતો નથી? તું નીકળીને તારો રસ્તો આકાશ ભણી ચલાવ. ભાઇયો! પવિત્ર કાશીમાં આવો કાયદો ચાલેછે? આ ન્યાય કેહેવાય? આ ધર્મ કેહેવાય?

**नायक.**—ડાચણી ! બોલેશ નહિ, હેંડ આગળ થા. હવે તારી ધીરજ ચ્યાં નાશી ગઇ? વાંકવનાના રાજાના છોરાનો જીવ લેઈ નાંછ્યો તેના કરતાં કાંઇ મોટો ધનો પરથમીમાં હશે કે શું?
(લઈ જાયછે.)

---

# प्रवेश ७ मो.

## स्थळ, काशीराजानो मेहेल.

**काशीराजा.**— પ્રધાન ! રાજકુમારના ઘાત કરનારનો હજી લગણ કાંઈ પણ પત્તો હાથ લાગ્યો નથી ? અરે, મેં તે એવાં શાં પાપ કર્યાં હશે કે આવા અઘોર ઘાતકીપણાને હું પાત્ર થયો ? અરે આવો ત્રાસજનક કોપ મારા પોતાનાજ કુટુંબિયોઉપર થવાલાગ્યો તો પછી મારી સત્તા શા કામની રહી? મેહેલની પછવાડે યોદ્ધાઓની ચોકી છતાં અને સેનાથી આખી મોહોલાત વીંટાઇ વળેલી છતાં જ્યારે ચોર મારા મેહેલમાં પ્રવેશ કરે અને મારા કુંવરનું હરણ કરી જાય ત્યારે પછી હું મારા દરબારિયોનો વિશ્વાસ તે શો રાખું? પરમેશ્વર વિના મારૂં દુઃખ બીજું કોણ નિવારણ કરી શકે? (તારામતીને લઈને મરેલા રાજકુંવર સહિત ચોકીવાળાનો નાયક મેહેલમાં પ્રવેશ કરેછે.)

**चोकीवाळानो नायक.**—મહારાજ ! તમારા પવિત્તર પગાંને હું નમન કરૂંછું, મહારાજ ! છેવટે ધનેધારને ઝાલી લાવવામાં અમે પાર પડયા છિયે. આપણા મોહોલમાં આવી પેહનાર અને આપણા કુંવરને ચોરી લેઇ જનાર આ બાયડી છે. (તારામતીને રજુ કરી દેછે.) હાથમાં કુંવર લેઇને ઉભી રહેલી અમે એને ઝાલી છે. પણ ઝલાતા પેહેલાં તો એણે કુંવરને ફાંહો દેઇને મારી નાંખ્છા છે. એમનું મડહું અમે આંઇ લેઈ આયા છિયે.

**काशीराजा.**—અરે આવી સુંદર દેખાવની સ્ત્રિયે મારા કુંવરનો ઘાત કર્યો ? સ્ત્રી ! તું બોલ મેં એવું તારૂં શું બિગાડ્યું હતું કે તેં આવી ત્રાસદાયક રીતે મારૂં હ્રદય ભેદી નાંખ્યું ? બોલ તું કોણ છે ? તારો દેશ કિયો ?

**तारामती.**—(ઘેલછામાં આવીને) રાજા ! તું એવી ચોકશી શું કરવાને કરેછે? હું પિશાચજાતિની છું અને તારા છોકરાનું

સ્વાદિષ્ટ માંસ ખાવાની મને મઝા પડે એટલામાટે મેં એને મારી નાંખ્યો છે.

**કાશીરાજા.**—મારા કુંવરનું મરણ થયેલું જોઇને મને અતિશય દુઃખ થાયછે પણ તેનો નાશ કરનાર આ રૂપવાન્ અને કુલીન દેખાવની અબળા છે એવું જાણીને મને અતિશય ગુચવારો થાયછે. પ્રધાન! એની મુખમુદ્રા ઉપરથી જણાઈ આવેછે કે આ અઘોર કર્મની કર્ત્તા એ નથી. ઘાતકી માણસ તો તેના દેખાવ ઉપરથી તેના બોલવા ઉપરથી, અને તેની રીતભાત ઉપરથી જણાઇ આવે. આ સ્ત્રી નિર્ભય ઉભી રેહેછે અને કેહેછે કે આ ત્રાસજનક કર્મની હું કર્ત્તા છું. એ વાત કેહેછે તે ખરી છે એવું સિદ્ધ કરવાને મારી પાસે સાધન શું છે? નિર્ણય કરતા પેહેલાં મારે સારી પેઠે ચોકશી કરવી જોઇયે, વાર લાગે તો ચિંતા નહિ. એક નિરપરાધી માણસ મારયું જાય તેના કરતાં મારા આખા કુટુંબનો ઘાત થાય તો ભલે.

**કાશીપ્રધાન.**— આ સ્ત્રીના હૃદયમાં કોણ જાણે કેવાંય કપટકાર્ય ભરી મુકયાં હશે પણ તે કોનાથી કળી શકાય? તેમજ વળી આવું ઘોર કર્મ કરનાર પાપીનો પત્તો નહિ લાગ્યો હોય ત્યારે પોતાને માથેથી ભાર ઉતારી નાંખવાને માટે ચોકીવાળાએ એકસંપ થઇને આ નિરપરાધી અબળાને માથે ઢોળી પાડીને એને આ ધર્માસન પાસે ઘસડી લાવ્યા હોય તો તે પણ કેમ જાણી શકાય?

**કાશીરાજા.**— નાયક! બોલ સોગન ઉપર. તારૂં કેહેવું જરેજર ખરૂં છે? તેં આ સ્ત્રીના હાથમાંજ કુંવર જોયો? ખબડદાર, નિરપરાધી માણસના ઉપર ઢોળી પાડીને મારી કૃપા સંપાદન કરવાનો પ્રયત્ન કર્યો તો તારી વાત તેં જાણી.

**નાયક.**— મહારાજ! તમારી હજૂરમાં જૂઠું બોલવાની અમારી હેંમત ચમ ચાલે? હું ખરેખરૂં કહુંછું કે કુંવરને મેં આ બાયડીના હાથમાં જોયા હતા.

**કાશીરાજા.**— સ્ત્રી! તું સાચેસાચું બોલ, આ અપરાધ તારાથી થયો? કદાપિને મારા ચોકીવાળાઓએ તને ઘણી ધમકી આપી હોય અને બીકની મારી એમ તું બોલી હોઉં કે કુંવરનો ઘાત મેં કર્યો છે, પણ મારા મ્હો આગળ તું કશી

બીક રાખીશ નહિ. જાણુ કે અપરાધિયોને શિક્ષાએ પોહોંચાડનાર આ ધર્માસન છે, તોપણુ જેના ઉપર કોપ ગુજર્યો હોય તેનું આશ્રયસ્થાન છે. સત્ય હોય તે કહી દે,- હું તારૂં રક્ષણુ કરીશ.

**तारामती.**— (હજી પણુ ઘેલછામાં ને ઘેલછામાં.) રાજા, હું અપરાધી છું એમાં તારે કાંઇ શક આણુવો નહિ. તારા કુંવરને મેં માર્યો. મને દેહાન્તદંડની શિક્ષા કરો.

**काशीराजा.**— પ્રધાન! આ સ્ત્રી અપરાધી હોય એમાં મને બહુ શક રેહેછે. મારો કુંવર મરવાનો હતો તે મુવો પણુ આ ગરીબ બીચારી અબળાનો જીવ લેવાથી આપણું શું ભલું થવાનું હતું? એમ કરવાથી મને મારો કુમાર કાંઇ પાછો મળશે? અરે નહિ, ત્યારે આ કેદણુને સવાર થતા પેહેલાં નગર બાહાર કરી દો.

**चोकीवाळा.**— રાજા મહારાજ! જાણે તમે અમારૂં કહેલું માંનતા નથી તાણે અમારા કીધાનું પરમાંણુ કાંય રહ્યું નહિ માટે અમે અમારૂં કાંમ છોડી દેઇયે છે.

**काशीराजा.**— થોભો જરા. કાંઇક વિશેષ ચોકશી કરિયે તો થઇ શકે એમ છે. મુખ્ય પ્રધાન! જે ઠેકાણેથી આ સ્ત્રીને પકડવામાં આવી તે ઠેકાણે જાઓ અને ત્યાંથી પગલું કાહાડો કે તે આપણા મેહેલમાં આવી મળેછે કે નહિ? જો કદાપિ પગલું આવી મળે તો પછી તે આ સ્ત્રીના પગલા સાથે બધી રીતે મળતું આવેછે કે નહિ તેની બારીકીથી તપાસ કરવી. (પ્રધાન ચોકીવાળાના નાયકને અને તારામતીને લઇને જાયછે અને ચોકશી કરીને થોડી વારે પાછો આવેછે.)

**काशीप्रधान.**— મહારાજ! રાજકુંવરનો ઘાત કરનાર આ સ્ત્રી પોતે છે એમાં કશો સંશય હવે રહ્યો નથી. કુંવરના શયનગૃહ આગળથી જે પગલું ચાલેછે તે આ સ્ત્રી જ્યાં આગળ પકડાઇ છે ત્યાં આવી મળેછે, અને મહારાજ! આશ્ચર્યકારક તો એ છે કે આ સ્ત્રીના પગલા પ્રમાણે તે પ્રત્યેક પગલું બરાબર મળતું આવેછે.

**काशीराजा.**— સ્ત્રી! હું તને વિનવીને કહુંછું, બોલ હવે ખરેખરૂં, મારા કુંવરનો ઘાત કરનાર તુંજ છે? તારા પોતાનાજ બોલવા ઉપર હવે હું ન્યાય કરવાનો છું માટે વિચારીને બોલજે.

**તારામતી.**— રાજા ! હું પ્રતિજ્ઞાપૂર્વક કહુંછું કે તારા કુંવરનો ઘાત કરનાર હું પોતે છું તો મને મારા કૃત્ય પ્રમાણે ઘટતી શિક્ષા કરવાનો ઠરાવ કર.

**काशीराजा.**— ઓ પરમેશ્વર ! હું ખરી કસોટીમાં સપડાઇ ગયો. પણ શું કરૂં ? મારે મારો ધર્મ બજાવવો જોઇયે. પ્રધાન ! વધકર્માધિકારીને બોલાવી આણો. [કાલસેનને લઇ આવેછે] કાલસેન ! આ સ્ત્રીને આ ઠેકાણેથી સ્મશાનમાં લઇ જા. અને તારી તરવારવતે એનું માથું કાપી નાંખીને સત્વર અહિં પાછો આવ્.

**કાલસેન.**— હાંયકે બાપજી તમારા હકમ પરમાંણે કરવાને આ હેંડ્યો. [તારામતીને કાંડેથી પકડેછે અને સ્મશાન ભણી ઘસડી લઇ જાયછે.] હેંડકે રાંડ ભૂતડી, હેડ પાંશરી આગળ. તારે માથે મોત ભમીસ્યું છે. હવણાં જમ તને ઝાલીને ધરમ રાજાની ફાહે ઉભી કરશે. ( લઇ જાયછે. )

## प्रवेश ८ मो.

### સ્થળ, કાશીની પાસેનું સ્મશાન.

**कालसेन.**— ( તારામતીને આગળ કરીને. ) અલ્યા ગલાંમ હરિયા ! રાજાના સોરાને આંણે મારી નાંછ્યો માટે હમણાં ને હમણાં આ બાયડીનું માથું કાપી નાંખવાનો રાજાએ હકમ કીધો છે તેથી તારી તરવાર કાઢીને નાંછ કાપી એનું ડેમચું. ( આજ્ઞા કરીને જવા માંડેછે. )

**हरिश्चंद्र.**— હું તમારી આજ્ઞા માથે ચડાવુંછું, મારા અન્નદાતા. ( તરવાર મ્યાનમાંથી કાહાડીને તારામતીની પાસે જાયછે. )

**તારામતી.**— ( શુદ્ધિમાં આવીને. ) કોણ, મારા પતિ ? અરે, મારા પ્રાણપતિ દેખી દાઝવાને માટે અહિયાં પણ પાછા આપજ છો ? આપની ધીરજ જોઇને હું રાજી થાઉંછું. મને આપની તરવારથીજ મરવા દો, આપ પોચા હ્રદયના થશો નહિ. પણ ઉતાવળા થઇને આપનું કામ વગર પાછાં હઠવે પરિપૂર્ણ કરો.

**हरिश्चंद्र.**— મારી પ્રાણપ્રિયા ! આ જગતમાં રેહેવાને તારે માટે જે દિવસ ઠરાવામાં આવેલા તે હવે થઇ ચૂક્યા.

તારા જીવતરની રમતનો હવે અંત આવ્યો. તારા ૬ રાધ સાબિત થયો એટલે હવે ઉગરવાની કશી આશા મને સોંપેલું કામ મારે હવણાં પૂરૂં કરવું પડશે. શ હું તને છૂટી આપૂંછું તેટલી વારમાં તું ઇષ્ટદેવની લે. અને મરણને તાબે થવાને તૈયાર થા.

( વિશ્વામિત્ર એકાએક દે

**विश्वामित्र.**— અલ્યા હરિશ્ચંદ્ર ! હરિશ્ચંદ્ર આ ગરિબ બાયડીને કતલ કરેછે? ઘાતકી મા એ બિચારીને ! બોલી દે હવણાં એક જૂઠું ને તારી આગલી સ્થિતિએ કેવો પાછો પોહોંચાડું

**हरिश्चंद्र.**—મહારાજ ! હું તમને કરગરીને અધર્મને રસ્તે ચડાવાને તમે ઉપાય ન કરો. શાથી પણ ડગમગી જવાની નથી. જો તમે મને ઈંદ્રનું આ- સન આપો તોપણ હું જૂઠું બોલવાનો નથી. આવી ભ્રષ્ટવાડાની જગ્યાએ પ્રવેશ કરીને તમે તમારા પવિત્ર દેહને અપવિત્ર કરો નહિ. અહિયાંથી વિદાય થાઓ, તમારા કોપની હું કશી દર- કાર રાખતો નથી. તમારી કૃપા મારે જોઇતી નથી. જાઓ તમારે રસ્તે.

**विश्वामित्र.**—મારૂં માનતો નથી તો ફોડ તારૂં માથું ને કા- હાડ માંહથી રાતું. ( એમ કહી અદૃશ્ય થઈજાયછે. )

**हरिश्चंद्र.**—મારી પ્રિયા! મારા પ્રાણ! તારા ઘાત કરનારને તું જો. હવે આ પથ્થર ઉપર તારૂં કોમળ મસ્તક પૂર્વ ભણી મુખ કરીને ગોઠવ.

તારા ! મારી વાહાલી તારા ! મારી પ્રાણપ્રિયા ! દૃઢ થા, સુખી થા, આપણા દુઃખના દિવસનો હવે અંત આવ્યો છે. અને તેની સાથે આપણાં સંકટ પણ સમાપ્તિ પામશે. અહિયાં આપણાં દુઃખ, આપણો ખેદ અને આપણી મોજનો છેડો આ- વેછે. મારી વાહાલી! આ એક ક્ષણમાં, આકાશના પંખેરૂની પેઠે તું સ્વતંત્ર થઇ પડવાની છે.

આ ઘાતકી તરવાર આ પાપીના હાથથી એનું કામ પૂરૂં કરશે. ઓ મારા પ્રાણ! મારા જીવ ! જે તરવારથી તારો અંત આવશે તેની તેજ તરવાર મારી છાતીમાં પેશીને તારા તાજા લો-

ઉકળેલા લોહી સાથે મેળવશે. પેહેલો પુત્ર, પછી
વટે પોતે-એ સર્વે એક ઋષિના કોપનું બલિદાન
ત્યને માટે મરૂંછું, મારો પુત્ર સત્યને માટે મુવો,
રી વાહાલી ! તું પણ સત્યને માટે મરવાની છે.
આપણા હ્દયને હવે પાતળું થવા દેવું ના જોઇયે;
જી થઇને મરી પડવું અને આપણાં પાપકર્મનું
ને વેઠવું. અરે, બધાં માણુસ મરો, દેવતાઓનો
આકાશમાં ચલકતા તારા ઝાંખા થઈ પડો,
સૂકાઇ જાઓ, સર્વે પર્વતો અને ડુંગરો જમી-
ા, જુસ્સા ભરેલી લડાઇયો ચાલો, લોહીની ન-
હરિશ્ચંદ્ર સરખા લાખો ને કરોડો માણુસો
જાઓ તોયપણ સત્યતાને શ્રેષ્ઠપણે વર્ત્તવા
...તાના નિર્બાધ પ્રકાશ થવા દો. સત્યતા સર્વની ચલા-
વનાર થવા દો. અને સત્યતા એકલી અને એકલી સત્યતા મ-
નુષ્યોની અને દેવની છેલ્લી વારની શાન્તિ થવા દો. અહો સ-
ત્યતા, મારા હ્દયમાં બિરાજમાન થયેલી સત્યતા ! તારૂં પણ
રાખવાને મારા ધ્રુજતા હાથને દઢ કર. ઓ મારી પ્રાણપ્રિયા !
ઓ ધર્મદેવી ! તું તારી બેહેન સત્યતા દેવીના દેવળમાં તારો
પ્રાણ અર્પણ કર. (અતિ બળથી તારામતીના ગળા ઉપર તરવારનો
ઘા કરેછે; પણ તરવાર તેનું ગળું કાપી નાંખવાને બદલે ફૂલનો હાર થઇને
તેના ગળાની આસપાસ વિંટાઈ વળેછે અને સર્વે દેવ, ઋષિઓ, અને
રાજાઓ એકા એક હરિશ્ચંદ્રને પ્રત્યક્ષ થઇ જાયછે.)

**શિવ.**—હરિશ્ચંદ્ર ! તારૂં સદા કલ્યાણ થાઓ. તારી પ-
રીક્ષા કરવાને માટે તારા ઉપર જે જે સંકટો પાડવામાં આવ્યાં
તે તે તેં અતિ શૂરપણાથી તેઓના સામી ટક્કર ઝીલીને સહન
કર્યાં છે, અને મનુષ્ય પ્રાણિયોને તેં પ્રત્યક્ષ દેખાડી આપ્યું છે
કે આ ક્ષણભંગુર જગતની સર્વે ધામધૂમો કરતાં ધર્મ એ સર્વો-
ત્તમ અને અતિ મૂલ્યવાન છે. મૃત્યુ લોકનાં માનવી તારૂં પ્રમાણ
લેશે. હવે તું તારા દેશમાં પાછો જા. તારી રાજસત્તા પાછી
તારે સ્વાધીન કરી લે, અને તારા દેશના ઉપર રાજ્ય ચલાવ.

રોહિતાશ્વ ! વિશ્વામિત્રના કોપનું બલિદાન, તું સજીવન
થા. (તે સજીવન થઈ ઉઠેછે.)

કાશીરાજપુત્ર! વિશ્વામિત્રના ઃ
વાનો અપરાધ તારામતી ઉપર આવ્યો છે મ
વન થા. ( તે પણ સજીવન થાયછે. )

**हरिश्चंद्र.**—અહો દેવના દેવ! જ્યારથી
શંણ આપ્યાં છે ત્યારથી મારા સંકટને હું કશ
નથી. હું રાજ્યની કે સત્તાની કે કીર્તિની–
રાખતો નથી. છોકરાં, સ્ત્રિયો કે સગાંસં
નથી, પણ માયામાં લપેટાઇ ગયેલા, ભૂલ
આત્માનો ઉદ્ધાર કરવા માટે હવે પછી હું
તારી પૂજામાં અહરનિશ રેહેવાને ઈચ્છુંછું.
ગળી કરે એવું તું ના થવા દે. ચાંડાલનો દ
નહિ. બ્રાહ્મણની દાસી કદિ પણ રાણીના પ
ગાયના આંચળમાંથી જે દૂધ એક વાર દોહી
પાછું તેમાં પેસારી શકાતું નથી. અહો મહાદેવ! જે પદભ્રષ્ટ-પણાને અમે પ્રાપ્ત થયાં છિયે તેની કાંઈ સીમા રહી નથી.

**विश्वामित्र.**— ( પ્રવેશ કરીને ) અહો શિવ! હું પ્રાર્થના કરીને કહુંછું કે મારો અપરાધ ક્ષમા કરજો. દેવની સભામાં મારે વાદ પડ્યો હતો માટે આ ધાર્મિક રાજાને અતિ નિર્દય-પણાથી મેં પજવ્યો છે. પણ પૃથ્વી ઉપરના સર્વે રાજામાં એ ખરેખરો સત્યવાદી ઠરી ચૂકયો છે. મેં એને સીધા રસ્તામાંથી વાંકો ચલાવવાને ઘણા ઘણા ઉપાય કર્યા પણ તે સર્વે મિથ્યા કરી નાંખીને પોતે ખરેખરો જયવંત થયો છે. હરિશ્ચંદ્ર, ચક્ર-વર્તીરાજા! મેં તારો ઘણો અપરાધ કર્યો છે તેની હું તારી પાસે ક્ષમા માગુંછું. ( કાલસેન પોતાનો વેશ કાહાડી નાંખીને પ્રવેશ કરેછે. )

**कालसेन.**—રાજા હરિશ્ચંદ્ર! તું જાણીશ નહિ કે હું ચા-ણ્ડાલ છું પણ તું હવણાં મને દેખેછે એવો હું ધર્મ રાજા છું. તારી મહાન સ્થિતિ અને નિર્દોષ ચાલ જોઈને તને લાંછનમાંથી મુક્ત કરવાની ઇચ્છાથી મેં કાલસેન ચાણ્ડાલનો અવતાર લીધો હતો. તારા પ્રધાન સત્યકીર્ત્તિએ તારો વેચાણલેખ મને કરી આપ્યો છે તે જો આ રહ્યો.

**अग्निसेन.**—( પ્રવેશ કરીને અને પોતાનો વેશ કાહાડી નાંખીને. ) રાણી તારામતી! તું એમ જાણીશ નહિ કે એક બ્રાહ્મણની

પણ તું જેની સેવામાં રહી હતી
છું.

વેશ કરીને. ) હરિશ્ચંદ્ર ! તને કાંઈ લાંછન લાગતું
ર્યવંશનું તું સર્વોત્તમ રત્ન છે તે વંશને પણ
નથી. આ સ્મશાન પણ ખરૂં જોતાં સ્મશાન
મ નજર કરીને જો કે એ ઋષિઓનું અને
સ્થાન છે. સોનાને જેમ તાવવામાં ને ટી-
તે પોતાની ખુબી વધારે પ્રકાશ કરેછે તેમ
! પેલો તેજનો દેવ—સૂર્ય ઉદયાચલ પ-
મતો આપણી દૃષ્ટિએ દેખાયછે તેની પેઠે
ના અતિશય પ્રકાશ પામ્યો છે.

( સવાર થાયછે. )

વંદ્ર ! જગતની દૃષ્ટિમાં તું એમ આવવા દે
નાહ કે સદ્ગુણ અથવા ધર્મનો લોપ થઇ ગયો છે, અને તેનો
શત્રુ દુર્ગુણ અથવા અધર્મ જયવંતપણે વર્તેછે. જા તું તારા રા-
જ્યાસન ઉપર ફરીને બિરાજમાન થા અને અમે દેવ સારાના
અને સત્યના બેલી છિયે એવો ડંડેરો પીટાવ.

ઇન્દ્ર ! દેવના રાજા, તું આ રાજાની સાથે તારી મહિમા-
વંતી ધામધૂમ સહિત અયોધ્યે જા અને એને અયોધ્યાનો ચક્ર-
વર્તી રાજા સ્થાપીને એને પુનઃ રાજ્યાભિષેક કર. એનું રાજ્ય
ઘણા કાળ તપો; અને આવતા ભવમાં એનું કલ્યાણ થાઓ.

( પ્રથમ દેવ અદૃશ્ય થઇ જાયછે; પછી હરિશ્ચંદ્રની સાથે ઇન્દ્ર પો-
તાની ધામધૂમ સહિત અયોધ્યામાં જાયછે અને સર્વે માંડલિક રાજાઓની
સમક્ષ હરિશ્ચંદ્રને તેના વિસ્તારવાન્ રાજ્ય ઉપર ફરીને અભિષેક કરીને
સ્થાપેછે. )

